# वंठेल विरहानां कूडां कृत्य.


રચીને પ્રસિદ્ધ કરનાર

દીવાન બહાદુર

## રણછોડભાઈ ઉદયરામ.



મુંબઇ.

સંવત ૧૯૭૯. માર્ગ. સન ૧૯૨૩. જાન્યુઆરી.

મૂલ્ય. ૦-૧૨-૦

# વંઠેલ વિરહાનાં કૂડાં કૃત્ય.

રચીને પ્રસિદ્ધ કરનાર

દીવાન બહાદુર

રણછોડભાઈ ઉદયરામ.

મુંબઈ.

સંવત ૧૯૭૯. માઘ. સન ૧૯૨૩. જાન્યુઆરી.

પ્રકાશક

દીવાન બહાદુર રણછોડભાઈ ઉદયરામે સર્વ પ્રકારના હક
રજીસ્ટર કરાવી પોતાને સ્વાધીન રાખી
આ પુસ્તક મુંબઈ, નવી ગામદેવી, હારવી રોડ ઉપરના
સુંદર (વીલા) મહાલમાં—પ્રસિદ્ધ કર્યું.

મુદ્રક

જાદવજી પીતામ્બર ઠક્કર સેડી નૉર્થકોટ હિન્દુ ઑર્ફનેજ ઍન્ડ ઍન.
સેલર પ્રેસ, ૯૩ ચીંચપોકલી પરેલ રોડ, મુંબઈ.

# वंठेल विरहानां कूडां कृत्य.

## अंक १ लो.

### પાત્ર.

ધર્મપાળ—નિકોબાર આગબોટનો સરકારી અધિકારી.

રણમલ રાણો—મુલતાની, ધર્મપાળનો કિલિદાર.

સોમલો—પ્રથમ આમદ શેઠનો નાખવો. કેદી.

વિરહો—નિકોબાર આગબોટમાં દેશનિકાલ થયેલો કેદી.

સામળશાહ—એક વ્હાણવટી. સુમાત્રા, જાવા આદિ બેટો જોડે વ્યાપાર કરનારો ભરૂચી વાણિયો.

રૂપલો નાખુદા—સામળશાહનો બતેલો ખેડનારો.

વનમાલીદાસ—ભરૂચ બંદરનો દલાલ.

પૂંજાભાઈ—ભરૂચનો રસકસનો વેપારી.

પૂંજાભાઇ પરશોતમના નામની અમદાવાદની પ્હેડીનો વેપારી.

### અંક ૨ જો.

વિરહો

રણમલ

ગોવિંદ દેવ—સરકારી પેન્શનર, ઇજનેર-જેને જાબાલી વિરહાએ નોકર રાખ્યો છે.

રામલો—જાબાલી વિરહાની લાંચનો ખલાશી.

વિષ્ણુદત્ત—શાસ્ત્રી-કથા શ્રવણ કરાવનાર. (કથનમાં)

સર્વ પ્રકારનાં વાજીંત્ર વગાડનારાઓનો સમૂહ.

---

## અમદાવાદી ગર્ભાંક.

રણુમલ રાણો.

નફટલાલ-અમદાવાદનો વેપારી.

ભવાયાનું ટોળું-તેમાં ૧૦ નાયકો.

---

## મોહપુરી અંક.

રણુમલ રાણો.

નફટલાલ.

ભવાની ભટ્ટ-વીશીવાળો. ભવાની ભટ્ટની ભોજનશાળાનો માલિક.

મદનસી મારવાડી—મામાદેવી લત્તામાં દુકાન માંડી બેઠેલો.

ચુનીલાલ—મામાદેવીના લત્તાના માળાનો માલિક.

ભાઉજી—ઝવેરાતનો દલાલ.

---

# વંઠેલ વિરહાનાં કૂડાં કૃત્ય.

## અંક ૧ લો.

### પ્રસ્તાવના.

(નેપથ્યમાં.)

કનીયા જરા બંસી બજાજા રે. એ રાહે.
કનીયા રૂડું રૂપક બજા જા રે....હાં....આં....
નેપથ્યમાંહે પ્રકટ થઇને, ભલા ભલા ભાવો બજા જા રે
કનીયા રૂડુ રૂપક બજા જા રે.
કૂડાં કૃત્યો જે કરનારા, ઘાતક તેનો થા રે
કૂડાંને ફળ કૂડું દેતાં, સારાંનો કર સ્હા રે
કનીયા રૂડું રૂપક બજા જા રે.

(નેપથ્યમાં નાન્દી થઇ રહ્યા પછી.)

**લલિતાનંદ**—પ્રેક્ષક જનો, નિન્દ્યશૃંગાર નિષેધક રૂપકમાં સૂચવ્યા પ્રમાણે વિરહા જેવા દુરાચારીને દેશનીકાલની શિક્ષા થઇ, તેને નિકોબાર બેટમાં રાખવા, રવાને કરયો તે પ્રસંગમાં તેણે કેવી કરણી ચલાવી, તે જોવાની પ્રેક્ષકજનોની ઇચ્છાને અનુસરીને, મધુર મહાશયે પોતાની મનન કરેલી, નિરખેલી, અનુભવેલી યોજના કરી છે, તે પ્રમાણે, તેનો પ્રયોગ કરવાની હું આજ્ઞા કરૂં છું—મધુર મહાશયા

(મધુર પ્રયોજક પ્રવેશ કરે છે.)

**મધુર**- વિવેકી પ્રેક્ષક જનો, નિન્દ્યશૃંગાર નિષેધક રૂપકનાં પાત્રોમાંથી જેઓના સંસ્કાર રૂડા હતા તે રૂડા નિવડી આવ્યા, પરંતુ જેઓ પેલા ભવની અને આ ભવની કૂડી વાસનાના વમળમાં વિંટળાઇ ગયા હતા તેઓ કૂડાં કૃત્ય કરવા લાગ્યા તેઓને તેમની કરણી પ્રમાણે કૂડાં ફળની પ્રાપ્તિ થઇ છે. તે બતાવવાનો મારો પ્રયત્ન આપ પ્રેક્ષકોની

આગળ પ્રત્યક્ષ કરૂં છું. વિશેષ નિવેદન કરૂં છું કે, આ પ્રયોગમાં મેં પાત્ર પરત્વે જૂદાં જૂદાં ઉપરૂપક રચ્યાં છે. તે પ્રમાણે અનુક્રમે આપ પ્રેક્ષકોની દ્રષ્ટિ આગળ ભજવી બતાવવાની ધારણા રાખી છે, તે સર્વ માન્ય થશે એવી આશા રાખું છું.

વંઠેલ વિરહાને, દેશનીકાલની શિક્ષા થઇ છે, તે ભોગવવા તેને રવાને કરવામાં આવ્યો છે, છતાં, કૂડાં કૃત્ય કરતો તે અટકયો નથી તેનું દિગ્દર્શન કરાવવાને વંઠેલ વિરહાનાં કૂડાં કૃત્ય એવા નામનો પ્રયોગ પ્રથમ કરી બતાવું છું. એ રીતે જૂદાં જૂદાં ઉપરૂપકો એક પછી એક પ્રેક્ષકોને દૃષ્ટિગોચર કરાવવામાં આવશે. સુશીલા અને ડાહી મધુરીની રૂડી સંગતથી ગુલાબ શેઠાણીના સારા સંસ્કાર સ્ફૂરી આવવાથી તે નિર્મળ શુદ્ધ બની છે, છતાં, વિરહાએ તેને વિટંબણાના વંટોળમાં વિટાળી દેવરાવી, મહાન ગુચવારામાં ગુંથી નાંખી છે, તેથી, એના વિષેના ઉપરૂપકનું નામ

ગુલાબનો ગુચવારો

એવું રાખ્યું છે. ભાણજી, ઝવેરાતના દલાલને દુષ્ટોએ કેવા ખાડામાં ઉતાર્યો, તેમાં તેના કેવા ભવાડા થયા તે દર્શાવવાને તેના ઉપરૂપકનું નામ

ભાણજીનો ભવાડો

એવું રાખ્યું છે. વિરહાનાં કૂડાં કૃત્યોનું નવું સ્ફૂરણ, નિકોબાર આગબોટ દરિયામાં ઝોકાં ખાતી વહન કરે છે તેમાં થાય છે. એ આગબોટનો માલિક ધર્મપાળ જે ધાર્મિક વૃત્તિ-વાળો પુરૂષ છે. તે પોતાની આગબોટ માંહેલા સર્વે જનોને ભજન ગવરાવતો દેખાય છે. ભજનમાં ભાગ લેવાને આપણે પણ ભળી જઇયે. શ્રદ્ધાળુ હોય તે આવો મારી સાથે આ વિમાનમાં ચડો. ભજન પૂરૂં થશે એટલે આપણે આ રંગભૂમિ પર પાછા ઉતરી આવીશું. આવો. જુવો આ બોટ

દેવાસન ઉપર ઉમા માહેશ્વરની મૂર્ત્તિ બિરાજમાન કરાવી છે. બીજા સિંહાસનમાં લક્ષ્મીસહવર્તમાન વિષ્ણુની મૂર્ત્તિનાં દર્શન થાય છે. એવા દૃશ્યની સમક્ષ ધર્મપાળ પ્રભુપ્રાર્થના પંચક ગવરાવે છે.

ધર્મપાળ—( હાથમાં કરતાલ લઈ નાચતો, ) ગાઓ સૌ સંગાથે.

આવો આવો પ્રભુજી પૂરો આશ રે. (એ ટેક)

જેથી શુદ્ધતા, હાં રે, હાં રે, શુદ્ધતા ફેલાય ચોપાસ રે.
આવો આવો પ્રભુજી પૂરો આશ રે. ૧

અમે છોરૂ તમારાં જળે ઝીલતાં
હાં રે અમે છોરૂ તમારા જળે ઝીલતાં

તેને તારો, ઉગારો, હાં રે તારો ઉગારો, તમ દાસ રે.
આવો આવો પ્રભુજી પૂરો આશ રે. ૨

અમે બેટડે ઉતરવાને આદર્યું
હાં રે અમે બેટડે ઉતરવાને આદર્યું

તેમાં કરજો, પ્રભુજી હાં રે કરજો, રૂડાંનો નિવાસ રે.
આવો આવો પ્રભુજી પૂરો આશ રે. ૩

મારૂં હૃદય આમ કેમ ધડકાય છે
હાં રે મારૂં હૃદય આમ કેમ ધડકાય છે

હું તો થાઉં છું હાં રે પ્રભુ થાઉં છું, અંતરે ઉદાસ રે.
આવો આવો પ્રભુજી કરો આશ રે. ૪

ડાબાં આંખ અંગ મારાં ફરકાય રે
હાંરે ડાબાં આંખ અંગ મારાં ફરકાય રે

મારી બ્હીક પ્રભુ, હાંરે બ્હીક પ્રભુ ટાળવા રહો પાસ રે.
આવો આવો પ્રભુજી પૂરો આશ રે ૫

ઇતિ પ્રસ્તાવના.

## अंक १ लो.

### દૃશ્ય ૧ લું.

### સ્થળ, નિકોબાર આગબોટ.

વિરહો અને રણમલ રાણો પછવાડેથી ધર્મપાળ.

વિરહો—હવણાં ભગવાનનું ભજન ગવરાવ્યું એ કોણ છે?

રણમલ—એમનું નામ ધર્મપાળ છે. એ આ આગબોટના ઉપરી છે, હું એમનો કિલિદાર છું.

વિરહો—તમે કિલિદાર છો ત્યારે તમારે નાણાંનો હિસાબ રાખવો પડતો હશે. એ નાણાં લઇને ક્યાં જાય છે? મને બધી વાત વિગતથી જણાવો.

રણમલ—કેદિયોને લઇને આણ્ડમ્યાણ્ડ બેટ ભણી જતી આગબોટના નાખુદાના જોવામાં, જ્વાળામુખી ફાટી નીકળવાથી એક બેટડો તરી આવતો જણાયો. ઉપરી અધિકારિયે તેની તપાસ કરી તો લાવા ઉડતા બંધ થયા પછી, વસવાટ કરાવા જેવું સ્થાન તેને જણાયું. સરકારે મારા શેઠને નિકોબાર નામની આ આગબોટ આપીને સંચાની મદદથી બધો બેટ એક સરખો ચોખ્ખો ચટ કરાવવાનું કામ સોંપ્યું છે. તેથી એન્જીનો ચલાવવાની બધી સામગ્રી સાથે લઇને, અમારા શેઠ ધર્મપાળ ત્યાં જાય છે. એમને પુષ્કળ નાણું આપી સ્વતંત્ર અધિકારથી વસાવટ કરાવવાનો કુલ અધિકાર સરકારે આપ્યો છે.

વિરહો—નાણાં સાથે બીજી સામગ્રીનું સાધન ઘણું સાથે રાખવું પડયું હશે, કેમ કે, આ કામ ઘણું મ્હોટું કહેવાય.

રણમલ—સંગાથે ન્હાના મ્હોટા સંચા રાખ્યા છે, ને તેને માટે વરાળ કરવાને કેરોસિન તેલનાં પીપ પણ ઘણાં લેવાં પડયાં છે. કામ કરવાને તમારા જેવા દેશનીકાલની શિક્ષાના કેદિયો

રાખ્યા છે. તેમની પાસે કામ કરાવશે અને તેમનું પાલણ પણ સારી રીતે કરવામાં આવશે.

વિરહો—ત્યારે મ્હોટા પટારામાં નાણું ભરી લીધાં હશે, ખરૂં કની?

રણુમલ—પટારા તો નહિ, પણ ત્રાંબાના ડબામાં પચાસ લાખ સોનૈયા સાથે લીધા છે. તે અને બીજું પરચૂરણ નાણું પણ રાખવું પડયું છે.

(ધર્મપાળ એક ચાબુક લઇ પ્રવેશ કરે છે.)

ધર્મપાળ—હું પ્રભુપ્રાર્થના ગવરાવતો હતો તે ઝીલવાને બદલે, રણુમલ, તું આ બદમાશ વંઠેલ કેદી સાથે વાતોમાં મશગુલ થઇ ગયો હતો, એવા તારા અપકૃત્યને લીધે હું તને શિક્ષા કરવા આવ્યો છું.

(તેને ચાબુકના પ્રહારથી શિક્ષા કરે છે.)

(પછી વિરહાને પણ એ જ પ્રકારે ચાબુકથી ઝાપટી નાંખતાં) તારૂં નામ વિરહો છે; મને પોલિસે તારો હવાલો આપતાં, તારા ઉપર પાકી દેખરેખ રાખવાની ચેતવણી આપી છે.

રણુમલ—(વચ્ચે બોલી ઉઠે છે.) આપે મને આજ્ઞા કરી હતી કે, વિરહો કેદી મ્હોટો અપરાધી છે, માટે એના ઉપર તારે પણ નજર રાખવી. આવી આપની આજ્ઞા હોતાં, આ કેદી તેજ વિરહો છે કે નહિ તે જાણવા, હું એની સાથે વાતમાં પડયો તેમાં મારો અપરાધ ગણી, મને ચાબુકે ઝપાટી નાંખ્યો એ આપે ઠીક કરયું નથી.

ધર્મપાળ—ભજન ચાલતું હોય તેમાં ભંગાણ પાડવાનો તેં પ્રસંગ લીધો એ શું સારૂં કરયું?

રણુમલ—આપ વિચારશો તો જણાશે કે એમાં મારો વાંક નથી, તેમ છતાં, હું આપનો કિલિદાર કહેવાઉં તેને માર મારવો એ ઘટિત ગણાય નહિ. એમાં આપણ બંનેની શોભા નહિ.

ધર્મપાળ—મને ક્રોધ ચડે છે ત્યારે હું આંધળો ભીંત થાઉં છું એ તું ક્યાં નથી જાણતો? આવો માર તો મેં તને ઘણી વાર મારયો છે.

રણમલ—અને તેથી જ, હવે હું આપને નવ ગજના નમસ્કાર કરૂં છું. મારા પ્રતિ એવી તમારી વર્તણૂક હું સાંખી રહેવાનો નથી. ખબડદાર હવેથી હાથ ઉગામ્યો તો. જુઓ તો ખરા, મારે વાંસે કેટલાં બધાં સોળ ઉઠયાં છે તે?

ધર્મપાળ—આવું બેઅદબીભરેલું ફાટયું ફાટયું મારા સામું બોલે છે તો મારે તારી દરકાર નથી. (તેને ફરીને ચાબુક મારી) તેને અને વિરહાને પોતાની એક એકાન્ત કોટડીમાં પૂરી, કળ દેઈ, કૂંચી માલમને (મુખ્ય નાખુદાને) આપતાં જોજે ચોક્કસ રહેજે. આ બંનેને કેદી ગણીને એમના ઉપર દેખરેખ રાખતો રહેજે.

નાખુદા—બહુ હારૂ શાહેબ. તમારા હુકમ પરમાંણે હું જાપ્તો રાખહ.

---

## દશ્ય ૨ જું.

### સ્થળ—આગબોટની કબીન (કોટડી).

રણમલ અને વિરહો.

વિરહો—તમારો શેઠ તો ઘણો દુષ્ટ માણસ જણાય છે. એક ગાંડા માણસ પ્રમાણે વર્તન કરીને એણે આપણને ચાબુક વડે ઝાપટી નાંખ્યા. આપણે શું ઘોડા હતા? મને તો એટલી બધી ચ્હીડ ચડી હતી કે એ જ ચાબુક એની પાસેથી છીનવી લઈને એને ઝપાટી નાંખત.

રણમલ—એને ક્રોધ ચડે છે એટલે એ ગાંડાતુર જેવા બની જાય છે, અને ભાન ભૂલે છે. (બંડી ખ્હેરેલી દ્હાડી નાંખીને) મારો બેઠો ચચરે છે.

વિરહો—( તેનો બૈડો તપાસતાં ) બાપ રે ! તમારે બૈડે તો પાર વનાં સોળ પડયાં છે, અને લ્હોઇની ટસરો ફૂટી નીકળી છે.

( રણુમલની બંડી વતી લ્હોઇ, લ્હોઇ લઇને તેને બતાવે છે. )

રણુમલ—હાય રે ! આટલું બધુ લ્હોઇ !

વિરહો—શેઠના કિલિદારની તો એમ જ બરદાસ થાય ! ( પોતાની બંડી ફહાડીને ) જુઓને, મારા બૈડાને એમ જ થયેલું લાગે છે.

રણુમલ—તમારે બૈડે સોળ ઉઠ્યા છે ખરા પણ લ્હોઇ તરી આવ્યું નથી.

વિરહો—મારો કેદીનો પોશાક જાડો હોતાં, તમારા જેવી મારી વલે થઇ નથી. તમારી પીડાનો પાર નથી. તમારા શેઠનાં કપડાં આ રહ્યાં એ પ્હેરીને હું શેઠ બનું છું.

રણુમલ—મને તો શેઠના ઉપર એટલી બધી રીસ ચડી છે કે, હવણાં જઇને એનો હઇડો ચૂશી ખાઉં—( એ પણ શેઠનાં કપડાં માંથી પોતાને ફાવતાં પ્હેરી લે છે.)

વિરહો—હું કેદી ઠરચો તેથી ગમ ખાઇ ગયો. જો વીફરત તો તમારા શેઠને ફેંદી નાંખત. તમારી સહનશીલતા તો ઘણી ભારે ! એ તો તમે જ સાંખી રહો.

રણુમલ—આ પેટ બળ્યું છે, તે ભરવાને એની ખુશામત કરવી પડે છે.

વિરહો—પેટ ભરવાને હજારો ઉપાય છે. એના એકલા ઉપર છાપું છે ? પણ અરે ! પેટ સંભારતાં, પેટમાં પડેલા ખાડાનું ભાન થાય છે. મને તો પારવનાની ભૂખ લાગી છે, ને એ બુઢા સાળાએ આપણને આ કોટડીમાં પૂરયા, હવે આપણી શી વલે થશે ?

રણુમલ—આ કોટડી શેઠે પોતાને માટે ફાલતુ રાખી છે. અહિયાં એમનાં લુગડાં લત્તાં છે. ને કેટલોક સામાન પણ છે. પેલી દૃ્ઢો

પડી છે તે મારા શેઠની છે. પેલા મેવાના કંડિયા પણ છે. નાસ્તો કરવો હોય છે ત્યારે શેઠ આ કોટડીમાં આવે છે.

**વિરહો**—(વ્હેલો વ્હેલો ઉઠીને મેવાના કંડિયા પાસે જાય છે. ઉઘાડીને મેવો ખાતાં) અરે, આ તો કામ થઇ ગયું. રણુમલજી! આવો, આવો, તમે પણ ખાવા મંડી પડો.

**રણુમલ**—(જઇ મેવો ખાતાં) પેલો ટીંમણુનો ડબો છે; એમાં નાસ્તાને માટે ખાવાની સામગ્રી છે.

**વિરહો**—(ઉઠીને ડબો ઉઘાડે છે.) વાહરે! આ જલેબી, ને મગજના લાડુ, ને ઠાર ને કંઇ કંઇ પદાર્થો છે. દેવને ધરાવવાની બધી સામગ્રી છે. (ખાવા માંડે છે.)

**રણુમલ**—મારા શેઠ ધર્મપાળ પોતાના નામને અનુસરીને વિષ્ણુવી ધર્મ પાળે છે. આ બધી સામગ્રી દેવને ધરાવીને પછી પોતે આરોગે છે. (એ પણ ખાવા મંડી પડે છે. કબિનમાં પાણીનો નળ હતો તે ઉઘાડી પાણી પિયે છે. એક ઇસ્કોતરો પાસે જ હતો અને કુંચી તેના કાણામાં જ હતી તેનાથી ઉઘાડીને) વિરહાભાઇ! આ ઇસ્કોતરામાં પાંચસો સોનૈયા છે. આ કબિન પાસે બીજી કબિન જોડાયલી છે તેમાં પરચૂરણ વાપરવાનું નાણું અને ૫૦૦ સોનૈયા છે એ મેં એક ડબો ફોડીને ગઇ કાલે જ શેઠને કહાડી આપ્યા છે.

**વિરહો**—બીજા ડબા કયાં છે?

**રણુમલ**—આ સાથેની કોટડીમાં છે. ચાલો હું તમને બતાવું. (ઇસ્કોતરામાંથી કૂંચિયોનું ઝુમખુ લઇને બીજી કબિન ઉઘાડવા જાય છે.)

---

## દશ્ય ૩ જું.

### સ્થળ—જામદારખાનાની કબિન (કોટડી.)

(રણુમલ અને વિરહો.)

**રણુમલ**—આ બધા ન્હાના ત્રાંબાના ડબા છે, તેમાં ૫૦ લાખ સોનૈયા ભરીને દરેકનું મ્હોં પતરાંથી ઝાગી લીધું છે. જ્યારે જરૂર પડે છે ત્યારે ઝાળેલું પતું ઉખેડી નાંખિયે છિયે. જુવો પેલો ડબો મેં તોડીને તેમાંથી ૫૦૦ સોનૈયા કહાડી રાખ્યા છે અને ડબો એમ જ ખુલ્લો રાખ્યો છે. જ્યારે જોઇયે ત્યારે એ તોડેલા ડબામાંથી મ્હોરો કહાડી લઇયે છિયે.

**વિરહો**—ભાઇ રણુમલ, આ બધી મ્હોરોના ભરેલા ડબા જોઇને મારૂં મન લલચાય છે. આ બધું ઉપાડી જવાની હું યુક્તિ કરૂં તો તેમાં તમે મારા ભેગા સામેલ થવાને ઇચ્છો છો?

**રણુમલ**—આપણને કેદ કરયા છે, તો આપણાથી આટલા બધા ડબા શી રીતે ઉપાડી જવાય? બહુ કરિયે તો તોડેલો ડબો બધો ખાલી કરીને એમાં જે સોનૈયા છે તે આપણે ઉડાવી શકિયે, પણ આગબોટમાંથી શી રીતે નાશી શકિયે?

**વિરહો**—એ બધા ડબા લઇ નાશી જવાની યુક્તિ હું કરૂં તો મારા ભેગા તમે ભાગશો? હિંમત ચાલે છે?

**રણુમલ**—જો એમ બની શકે તો તમારા ભેગો રહેવાને અને નાશી છૂટવાને હું તૈયાર છું. હવે એની પાસે રહેવાને હું રાજી નથી.

**વિરહો**—ત્યારે હું કહું તેમ વર્તવાને તમે સોગન ખાઇને મારા ભેગા મળો તો કાર્ય કરવું મને જરા પણ મુશ્કેલ લાગે એમ નથી. એ તો અક્કલ અને યુક્તિના મામલા છે.

**રણુમલ**—તમને દેશનીકાલની શિક્ષા કરી છે તે એવાં તમારાં કૂડાં કૃત્યોને લીધે કરી હશે.

વિરહો—મારે તો કૂડું ને રૂડું બધું સરખું છે. આપણે હવે મિત્ર થયા તો મારે ખરૂં કહેવું જોઇયે કે મારો આખો અવતાર કાવાદાવા કરવામાં ગુજરચો છે, અને હજી પણ મારી બુદ્ધિ એવી તેજ છે કે આ કામ પૂર્ણ થશે ત્યારે મારી અક્કલ હોશિયારીની વાત તમારા ખ્યાલમાં આવશે.

રણમલ—કોઇને ખબર પડે નહિ, મારા શેઠ જાણે નહિ એવી યુક્તિથી તમે ધન હરણ કરવાનું કાર્ય કરી મને અર્ધો ભાગ આપશો તો મારે કબુલ મંજુર છે. આ મારો કાલ છે અને હું સોગન ખાઇને કહું છું કે તમે જેમ કહેશો તેમ હું મારાથી બનતી મદદ કરીશ. મારા શેઠ હવે સખના ચાલે એમ મને દીસતું નથી. આજ સવારથી આપણને કોટડીમાં પૂરચા છે અને રાત પડી, તો પણ, ખાવા પીવાની કશી ખબર લીધી નથી, તો પછી, આમ ભૂખે તરશે મારીને પ્રાણ લે તેવાને પડખે રહી શકાય એમ છે નહિ.

વિરહો—ખરૂં તત્વ તમે સમજ્યા છો. અણધારચું ખાવાનું મળી આવ્યું હોત નહિ તો ભૂખે તરશે મરી જવાનો સમય આવત, માટે હવે તમે જો મારા ભેગા રહેશો તો આપણે આટલા બધા નાણાંથી મ્હોટો જંગ ઉઠાવીશું. આપણે એક હીરક મંડળ સ્થાપીશું અને નાના પ્રકારની રમુજો કરીશું.

રણમલ—પણ આપણે અહિયાંથી નાસવું શી રીતે?

વિરહો—નાસવાની યુક્તિ મારા લક્ષમાં આવી ગઇ છે. પેલું કુંચિયોનું લુમખું છે તેમાં આ કબિન ઉઘાડવાની કોઇ કુંચી લાગુ પડતી હોય તો આપણે અજમાવી જોઇયે (કુંચિયોના લુમખામાંથી કળને કુંચી લાગુ પડતી નીકળી આવે છે. તે વડે કમાડ ઉઘાડવા માંડે છે, તેનો ઘસારો સાંભળીને એક ખારવો દોડી આવે છે.)

વિરહો—(તેને ઓળખીને) વાહરે! સોમલા તું અહિં ક્યાંથી? આવ અંદર આવ.

**સોમલો**—(કૅબિનમાં પેસે છે) વિરહા માવિતર? તમે આ આગબોટમાં છો, એ મેં જાણેલું નહિ. ઠીક થયું આપણે ભેગા ભળેલા. મને તો પેલા મધુરે મારી જબાની લીધેલી ને કેદમાં પૂરેલો, તાંથી પોલિસે મને આ આગબોટમાં ઘોચી ઘાલેલો.

**વિરહો**—પરમેશ્વરની હજી આપણા ઉપર કૃપા છે, અને તારો મારો સરખો ભાવ છે તો આપણે પાછા ભેગા થયા. મધુર આપણે હાથે મરતો બચ્યો પણ લાગ મળશે તો બચ્યાની હું ખબર લઇશ.

**સોમલો**—(રણમલને જોઇને) આ ભાઇ કોણ છે જે?

**વિરહો**—એ મારો મિત્ર છે, એમની તું બીક રાખીશ નહિ, પણ ફ્ડે મને, તું અમારી કૅબિન ભણી કેમ દોડી આવ્યો?

**સોમલો**—એ તો એમ થયેલું જે આ આગબોટનો ધણી છે કને, તેણે વડા નાખુદાને કુંચી આપી દીધેલું જે આ કોટડીમાં બે જણને પૂરિયા છે તેમના ઉપર દેખરેખ રાખજે. ભાઇશાબ નાખુદાનું બતાડેલું હું કામ કરૂં કને તેથી એનો હું વહવાહી થઇ ગયેલો તેથી ઇણે મને કહેલું કે આ કોટડીની તું હંભાળ લેજે તેથી તમારો ગહારો થયો કને એટલે હું દોડી આવેલો.

**વિરહો**—જો આ સોનૈયા ભરેલા ડબા, આપણે ચોરી લેવાના છે.

**સોમલો**—નાખુદો હવણાં ઊંઘેલો છે ને આ આગબોટ ભેગી એક વરાળની નાવ નાંગળી લીધી છે તેને છૂટી કરીને તેમાં આ ડબા નાંછી લીજિયે ને આપણે રાતોરાત નાહી જઇયે પણ જો આપણો કેડો લે તો ઝલાઇ જઇયે હોલકે?

**વિરહો**—મારો વિચાર આખી આગબોટ બાળી નાંખવાનો થાય છે. તેમાં તારો નાખુદા ને આગબોટનો ધણી ધર્મપાળ બંને જણા બળીને ભસ્મ થઇ જશે.

**રણમલ**—કેરોસિન તેલનાં પીપનાં પીપ ભરેલાં છે તે સળગાવી દેઇને આપણે સ્ટીમલાંચ હંકારી જઇયે તો ધર્મપાળ અને નાખુદો બધાએ તમારા કહેવા પ્રમાણે બળીને ભસ્મ થઇ જશે.

સોમલો—એ વાત મારે ગળે ઉતરી. હું મારા નાખુદાનાં લુગડાંની પોટલી લઇ આવું છું, ને હું નાખુદો બનું છું. કેદીનાં લુગડાં દરિઆમાં નાંછેશ.

વિરહો—જા ત્યારે એમ કર, ને સંભાળીને સ્ટીમલાંચ છોડી નાંખ-એમાં આપણે દાબડા નાંખીને બેશી જવું. ને સોમલા! તું મારી સાથે ચાલ-કેરોસિનના એક પીપમાં આપણે પલીતો મૂકીને ભડકો થાય એટલે ઝટપટ બોટમાં ચડી જઇશું.

સોમલો—એ કામ આપણે આંખના પલકારામાં કરી નાંખવું.

[ગોઠવણ પ્રમાણે કરી, આગબોટ સળગાવી, સ્ટીમલાંચ હંકારી જાય છે.]

---

## દૃશ્ય ૪ થું.

### સ્થળ—ભરદરિયામાં સ્ટીમલાંચ ત્વરાથી ચાલે છે.

વિરહો, રણુમલ, ને સોમલો.

સોમલો—ભાળો પણે, વિરહાભાઇ. આખી આગબોટ હળગી ગયેલી. ભડ, ભડ, ભડ, બળે છે.

વિરહો—હા, આખી આગબોટ સાંમટી સળગી ઉડી છે.

રણુમલ—કેરોસિન તેલનાં પીપે પીપ ભરચાં છે તે સળગતાં વાર લાગે નહિ. ને વળી, જાંન્યુકને. ધર્મપાળ તો કહે કે સરખી ભોંય કરવાને સુરંગ ફોડવા પડશે. એટલે ૫૦ પીપ તો દારૂનાં (બારૂત) ભરચાં છે એ પણ સળગી ઉઠ્યાં હશે. એટલે આખી આગબોટ અને એમાંનું કશું બચે એમ નથી.

વિરહો—ભલા શેઠે પ્રભુની પ્રાર્થના ગવરાવી તે પ્રભુએ એને હવે પોતાની પાસે બોલાવી લીધો.

રણુમલ—ખરે, પ્રભુની ઇચ્છા એવી જ હશે. એનો છુટકો અગ્નિ દેવતા એ કરચો.

વિરહો—તમારો છૂટકો મ્હેં કરયો. નહિ તો તમે પણ તમારા ધર્મપાળ સાથે ભસ્મીભૂત થઇ બળી મુવા હોત. પણ પેલા અવતારનો સંયોગ આપણે આ અવતારમાં થવાનો હશે તેથી મારા કહેવા પ્રમાણે કરવાની તમને મતિ સૂઝી.

શત્રુમલ—તેથી જ હવે આપણે ઘાડા સંબંધી થયા.

સોમલો—તાણે બાપજી, મારૂં પણ એમ જ થયું કને ? આપણે જૂદા પડેલા પાછા મળ્યાકને.

વિરહો—તારો બનાવ પણ અચાનક એવો જ બન્યો.

સોમલો—(વેગળે, નજર નાખતાં) આભલાંમાંય હવે આગબોટનું બળતું દેખાતું નથી.

શત્રુમલ—એ તો બળીને શમી ગઇ. ને મારા શેઠ ધર્મપાળને માટે ઇલાયદી ચિતા ખડકીને બાળવા ન પડ્યા એ પણ એનું ભાગ્ય સમજવું. પ્રભુએ પ્રાર્થનાના બદલામાં ઘટતી સાહાય્ય એને કરી.

વિરહો—હવે તમને સંતોષ વળ્યો ?

શત્રુમલ—પૂરેપૂરો.

વિરહો—સોમલા, તું ઠીક ઉતાવળથી સ્ટીમલાંચ ચલાવે છે ને વાયરો પણ વેગને મદદ કરે છે પણ આપણે કેણી મગ જઇયે છિયે ?

સોમલો—લંકા ભણી આપણે ઠેલાઇયે છિયે, હોલકે.

શત્રુમલ—આપણે તો સોના વિના બીજું જંખતા જ નથી. લંકામાં સોનું લેવા જાણે જઇયે છિયે.

વિરહો—પરમેશ્વર આપણા ઉપર રાજી છે, તેથી, સોના ભેગું સોનું ભળે એમાં નવાઇ નથી. નહિ તો આવી ઉતાવળી ચાલનારી ન્હાનકડી આગબોટ ક્યાંથી હાથ લાગે ? પ્રાણ-રક્ષક નાવ જે લાઇફ બોટ કહેવાય છે તેનો આપણે ઉપયોગ કરવો પડત પણ ભર દરિયામાં તે નભી શકત નહિ.

**સોમલો**—માવિતર, તમે પાંહરૂ બોલો છો. આપદા ઘણેરી પડત હોલકે ? ભાળો, ભાળો, ઓલ્યો કાંઠો.

**રણમલ**—હા, હા, મેં દીઠો. ઠીક થયું જે થોડી મુદતમાં આપણે કાંઠે આવી પ્હોંચ્યા. ભાથું ખૂટી પડયું છે તેથી ભૂખે મરવું પડત.

**સોમલો**—નાવડાના ભંડારિયામાં ઢેબરાંનો ઢગ ભરેલો છે. અમારો નાખુદા બધા ખલાસિયોનાં ઢેબરાં આમાં કરાવતો.

(ઢેબરાંનો ટોપલો લાવીને મ્હો આગળ મૂકે છે.) પેલો ડુંગળીનો ખરો છે. (તે લાવી દે છે) ખાઓ હવે ડુંગળીનો ડચકો ને ઢેબરાંનો બચકો. (ત્રણે જણ ખાવા મંડી પડે છે.)

**વિરહો**—સોમલા, કિનારાની પાસે આપણે જરા થોભવાનું છે. જો પણે વાવટા દેખાય છે.

**સોમલો**—હોવેસ્તો. કોઇ સફરી વ્હાંણ આવતું દેખું.

**વિરહો**—એ વ્હાણની સાથે આપણી સ્ટીમરલાંચ નાંગળી દઇને એના ભેગાં આપણે દરિયો કાપવાનો મારો વિચાર થાય છે.

**રણમલ**—વિરહાભાઇ, તમારો ભાવાર્થ મારા સમજવામાં આવી ગયો. લાગ આવે તો, એ વ્હાણ બથાવી પડવું.

**વિરહો**—કોઇ વેપારી માલ ભરીને જતો હોય તો વ્હાણના મુખ્ય નાખુદા સાથે સોમલા મારફત ગોઠવણ કરી હોય તો વેપારીને દરિયાનું પાણી પીતો કરી નાંખીને વ્હાણના માલિક થઇ પડવાને જરાય વાંધો નડે એમ નથી. સોમલા, વ્હાણ કિનારે આવી થોભ્યું. ચાલ તું મારી સાથે, આપણે પૂછપરછ કરીને માહિતગાર થઇયે.

(વ્હાણ ઉપર ચડી જાય છે.)

---

## દ્રશ્ય ૫ મું.

### સ્થળ—સફરી વ્હાણ.

વિરહો, સોમલો, સામળશાહ અને રણમલ.

વિરહો—સોમલા પૂછને, નાખુદાને, આ વ્હાણનો ધણી કોણ છે? ને તે કયાં બેઠો છે?

સોમલો—તારા કહેતા પ્હેલાં પૂછી લીધેલું, ને નાખુદા તો મારો ઓળખીતો નેકલેલો એ ભરવુચના એક ગાંમડાનો રહેવાશી દેખું. અને વ્હાણનો ધણી તો ભરવુચમાં વસેલો, ઇનું નામ હામલશા છે. એ ઓલ્યા પણે બેઠા.

વિરહો—રણમલ, તમે આપણી સ્ટીમલાંચની દેખરેખ રાખો. હું સામળશાહની ખબર લેવા જાઉં છું. (પાસે જઇને) સામળદાસ શેઠ જેગોપાળ.

સામળશાહ—જેગોપાળ, આવો ભાઇ બેસો. પેલી સ્ટીમલાંચ તમારી છે કે?

વિરહો—હાજી. આપ કયાંથી આવો છો? સાથે શો શો માલ છે?

સામળશાહ—હું સુમાત્રા, જાવા વગેરે બેટ છે ત્યાં નાળિયેર, મરી, ખાંડ, સાકર વગેરે રસકસ પુષ્કલ થાય છે ત્યાંથી અમારા ગૂજરાતમાં ખપતો માલ ભરી લાવ્યો છું.

વિરહો—તમારી વખાર કયાં રાખો છો? અમે પણ મ્હોટા વેપારી છિયે. જાણ્યું હોય તો આરત બાંધવા કામ લાગે.

સામળશાહ—અમે નર્મદા કાંઠે ભરૂચ છે ત્યાંના રહેવાશી છિયે. અમારી વખારો પણ ત્યાં જ છે. આરતિયા પણ જૂદે જૂદે ગામે ઘણા છે.

વિરહો—અમારે નર્મદા તટે જવાનું છે, પણ અમારી લાંચ વિશાળ દરિયામાં નભી શકે એમ નથી. માટે કૃપા કરીને તમારા વ્હાણ સાથે નાંગળવા દ્યો તો આપણે એક બીજાને ઉપયોગના થઇ પડીશું.

સામંગશાહ—એમ કરવાને મ્હારા ભણીથી ના નથી. તો પણ હું મ્હારા નાખુદાને પૂછી જોઉં. (તેને બોલાવે છે. સોમલો તેની સાથે આવે છે.) રૂપલા નાખુદા, આ શેઠની આગબોટ આપણા વ્હાણ સાથે બાંધી લેવામાં આવે તો તે ખેંચી શકે તેમ છે કે ?

રૂપલો નાખુદા—હોવે શેઠજી, એ તો વરાળ નાવ છે. વાયરો પડે કે તે ટાણે એને ચાલતી કરી હોય તો એ આપણા વ્હાણને ખેંચી જાય એવી છે. ચમ અલા હોમજી ઇમ છે કે !

સોમલો—હા, ઇમ જ છે.

વિરહો—આપણે સૂવા બેસવાનું એમાં રાખીશું. આવો આપ પધારો મારી સાથે અને એમાં સૂવા બેસવાની કોટડિયો છે તે જુવો તો ખરા, આપ જોઇને ખુશ થઇ જશો.

(સામળશાહને લાંચ બતાવવા લઇ જાય છે.)

---

## દશ્ય ૬ ઠું.

### સ્થલ-સ્ટીમ લાંચ.

વિરહો, રણમલ, અને સામંગશાહ.

રણમલ—આવો શેઠ પધારો, આપે અમારી વરાળ નાવ પાવન કરી.

સામંગશાહ—હાજી, આ શેઠ મને તમારી લાંચ બતાવા લઇ આવ્યા છે.

વિરહો—એમને આપણી પ્હોડવાની કોટડી (કબીન) બતાવો.

રણમલ—(એક પછી એક કોટડી બતાવતાં) આ અમારે પ્હોડવાનો ઠામ છે.

સામળશાહ—અમારા વ્હાણમાં પ્હોડવાનાં ભંડારિયાં તો છે. પણ માલનું વ્હાણ ખરૂંકની એટલે ગંધાય છે. અહિં તો ફરેર ફરેર વાયરો આવે છે અને ચોખું ચટ છે. સૂવાની ઢોય વગેરેની ગોઠવણ સારી છે.

વિરહો—આપ જમી પરવાર્યા છો તો બે ઘડી અહિંજ પ્હોડી જાઓ અને એમ કરતાં આપને પસંદ પડે તો આપ અહિંજ સૂવા બેસવાનું રાખજો.

સામગશાહ—મને તો અહિં ગોઠી ગયું. આપણે ત્રણે અહિં સૂઇ જઇયે એવી સોઇ છે.

રઘુમલ—હું તો પેલી બીજી કોટડીમાં સૂઇ જાઉં છું. અમારા શેઠજી એકલા અહિં પ્હોડે છે. તમે બે આ જ કોટડીમાં પ્હોડશો તો એક બીજાને વેપારની વાતો કરવાની રમુજ પડશે.

સામગશાહ—આવો, તમારી કોટડી બતાવો જોઇયે.

રઘુમલ—(તેને લઇ જતાં) આ અમારા ખજાનાની કોટડી છે.

વિરહો—અમારી પાસે જોખમ વધારે છે તેથી અમારી લાંચ હેમખેમ ભરૂચ પ્હોંચી જાય એમ અમે ઇચ્છિયે છિયે.

(ઉઘાડેલા ડબામાંથી મ્હોરોની એક પાશ ભરીને બતાવે છે.)

સામગશાહ—આ તો બધી સોના મ્હોરો છે!

વિરહો—આ બધા ડબા મ્હોરોથી ભરેલા છે. આવી જોખમ ભરેલી નાવ જો દરિયામાં ડૂબી જાય તો અમારી માઠી વલે થાય.

સામગશાહ—તમારી વાત ખરી છે. અમને બેચામણીના ૩૦૦ રૂપિયા ઉધડ આપજો. અમારો નાખુદો સંભાળીને તમારી નાવ નાંગરીને લેઇ ચાલશે.

વિરહો—તમે ૩૦૦ કહો છો પણ હું ખારવાઓની સાવચેતી અને તેમના બદલામાં તેમને વ્હેંચી આપવાને હું મારી ખુશીથી ૨૦૦ રૂપિયા વધારે આપીશ.

સામગશાહ—ત્યારે તો ખારવા ઘણી ઉલટ રાખીને તમારી નાવ સાચવીને તમને ભરૂચમાં પ્હોંચાડી દેશે.

વિરહો—જોખમની ખરી વાત હતી તે તમને જણાવી દીધી. ચાલો હવે આપણે મારી સૂવાની કોટડીમાં જઇયે.

સામળશાહ—ચાલો. (જાય છે અને બંને જણા પ્હોડી જાય છે.)

વિરહા—(થોડીવાર પછી ઉઠીને) રણમલ ! સામળશાહ જેમ નરસઇ મ્હેતાને મળ્યા હતા અને એમની હુંડી શિકારી હતી તેમ આ સામળશાહે પણ આપણી આશાની હુંડી શિકારી. હવણાં ખુબ ઉંઘમાં છે, એને પૂરો કરી નાંખીને દરિયામાં ફેંકી દઇયે તો કોઇ જાણનારૂં નથી. વ્હાણનો નાખવો રૂપલો સોમલા સાથે મળી ગયો છે. એને રૂા. ૫૦૦) આપવાના પૈઠયા છે. તેના બદલામાં આખા વ્હાણના અને માલના આપણે માલિક થઇ પડીશું.

રણમલ—અને ભરૂચ જઇ માલ વેચી નાણાં વસુલ કરીશું. તમારા વિચાર પ્રમાણે હું મુંબઇ જઇ દુકાન જમાવવાનો છું. ત્યાં પણ માલ લઇ જઇ શકાશે. અને આપણો ખજાનો ભરચક ભરાયલો રહેશે.

વિરહા—સાથરે। ત્યારે સાંકડો શું કરવાને. રાત્ર સુધી થોભવાની શી જરૂર છે? ચાલો અત્યારે જ કાટલું કરી નાંખિયે. પેલો મ્હોટો છરો ક્યાં છે ? લાવો મારી પાસે, હું શેઠજીને માથે બેસું છું.

રણમલ—( છરો લઇને ) લ્યો આ છરો. સોમલાની જરૂર પડશે કે ?

વિરહા—સોમલો છો ને રહેતો અંધારામાં. લાવો છરો મારી પાસે. ધડપછાડા કરે તો તમે પગ આગળ બેશીને ખુબ ઝાલી રાખજો ( સામળશાહની છાતી ઉપર બેસીને તે જાગે તે પ્હેલાં તો તેના ગળામાં છરો ખોશી દે છે. થોડી વાર ધડપછાડા કરીને શેઠજી શમી જાય છે. )

રણમલ—( દોડતો સોમલા પાસે જઇને વ્હાણ હંકારવાની વરધી આપતાં ) આપણે હવે ભરૂચ બંદરે ઉપડી ચાલો.

સોમલો—પેલા ૫૦૦ રૂપિયા રૂપલાને પૈઠા છે તે હવણાં એના હાથમાં દીધા એટલે એ ઉપડયો જાણો.

રણમલ—સોમલા, તું ઠીક કહે છે. આવ મારી સાથે લાંચમાં. (તેને લઇ જઇને રૂપિયા ૫૦૦ આપે છે તે જઇને રૂપલાને આપે છે.)

રૂપલો—(રૂપિયા ગણી લેતાં) હોમલા, તેં મારૂં કામ ઠીક કીધેલું. આવ્ આપણે હવે વ્હાંણ હંકારિયે. તારૂં વરાળ નાવડું તો વ્હાણને બાંધી લીધું છે. ખૂબ જકડીને બાંધ્યું છે. (વ્હાણ હંકારે છે.)

વિરહો—વ્હાણ ઝપાટાબંધ ચાલે છે. આપણને બહુ હેલ્લા આવતા નથી, હવે આપણે ભર દરિયા વચ્ચે છિયે તો હવે શામળશાહની ગાંસડી દરિયામાં પધરાવી દઇયે. જળદાહ દીધાનું પુણ્ય છે એટલે ખુનના પાપનું વલ્લમખોખું થઇ ગયું.

રણમલ—(ગાંસડી ઉચકવા લાગતાં) શેઠજી ઘી ખાઇને આપણે માટે જ જાડા થયા હોય એમ ભારે લાગે છે.

વિરહો—(શેઠને દરિયામાં પધરાવતાં ગાય છે.)

શેઠે હુંડી અમારી શિકારી,
સર્વ વાતે દાનત હતી સારી;
તોય આ વિરહો બન્યો વિકારી,
એની ટેવ આ પડી છે નઠારી.

રણમલ—સ્વર્ગ આપવાની પળ તમે ધારી,
ગરજ શેઠજીની ખરેખરી સારી.

વિરહો—પાપી આપણા સમાન કોઇ ભાળ્યા!
ઘણા જણાંને ભાંય માંહ ઘાલ્યા.
કૂડાં કૃત્યો કરાય આમ હાથે,
નહિ એમાંનુ કાંઇ આવે સાથે.
ભીંડી બચડ્યા ઘણાને ભરી બાથે,
પાપ પોટકું મૂકીને માથે.

રણમલ—પ્રભુ ઉચ્છાથી એમ બધું થાય છે,
ઘણા જણાનાં ઘર તો ઘલાય છે.

વિરહો—તોય પ્રભુથી ના જરા ખળાય છે.
હજી મન મારૂં કોથી ન ઝલાય છે.

આખરે બદમાશ તે બદમાશ, સમજતાં છતાં પણ બદમાશ. કોઇને સારાં કૃત્ય કરવા પ્રભુ નિર્માણ કરે છે ત્યારે આપણા જેવા પ્રાણીને કૂડાં કૃત્ય કરવાની આણ દે છે. હજી આ પળે, માંહથી માંહ, એક જણાનો ઘાટ ઘડવાની મનને ઉશ્કેરણી થાય છે.

રણમલ—તમારી ને મારી મનોવૃત્તિ એક જ થયાં કરે છે. તમે કોનો ઘાટ ઘડવા ધારો છો તે કહી દેઉં તમને?

વિરહો—હા કહી દો જોઉં, ખરૂં પડે છે કે નહિ?

રણમલ—સામળશાહ શેઠની વાત રૂપલાએ જાણી છે. એ ત્રાહિત આપણી ખબ જાણી બચી જાય એ મને ઠીક લાગતું નથી.

વિરહો—શાબાશ રણમલ, તમારૂં મન તે મારૂં મન.

રણમલ—ને મારૂં મન તે જ તમારૂં મન!

વિરહો—સોમલો વ્હાણ હંકારી આપણને નર્મદા તટે પ્હોંચાડી દેશે તો પછી આપણી ખબ જાણનાર રૂપલાને શેઠની ચાકરી કરવા પ્હોંચાડી દીધો હોય તો આપણા લાભમાં આપણે પાંશરૂં કર્યું ગણાશે.

રણમલ—હું સોમલા પાસે જાઉં છું. એને રૂ. ૫૦૦) આપ્યા છે તે આપણે સોમલાને આપવા, અને તે સોમલો ભરૂચ પ્હોંચ્યા પછી, છાનોમાનો પોતાને ઘેર જઇ એની બાઇડીને આપી આવે એવી ગોઠવણ કરીશું, એથી એ પણ રાજી થશે.

વિરહો—આપણે આપણી ભણીથી ઇનામ દાખલ રૂ. ૧૦૦૦) સોમલાને આપવા કે તે સદાનો દાસ થઇને આપણી પાસે રૂહે.

**રણમલ**—આ વિચાર મને મનમાનતો થઇ પડ્યો છે. સોમલાને કહું છું કે રૂપલાને લઇને આંહિં આવે.

**વિરહો**—હા, એમ કરો, અડચણ ટાળવાનાં કામ તો આપણે હાથે જ કરવાં જોઇયે.

**રણમલ**—(જાય છે, અને સોમલાને અને રૂપલાને તેડી લાવે છે.)

**વિરહો**—(કોટડીનું બારણું બંધ કરી દે છે. સોમલો અને રણમલ રૂપલાને ઝાલી રાખે છે, ઘણી ધમાધમ થાય છે. વિરહો મ્હોટો છરો રૂપલાની છાતીમાં પરોવી દે છે. રૂપલો નીચે પડી જાય છે. અને તેનો જીવ ગતે જતાં તેને દરિયામાં ઝોકાવી છે.)

**સોમલો**—વાયરો હારો નીકળેલો, વ્હાણ ઝપાટે ચાલેલું, પાંચ-છો રૂપ્યા મેં મારી ફાહે રાખેલા તે હું તમોને આપું.

**વિરહો**—ના ના, એ તો તારી મતા છે. આપણે ભરૂચ પ્હોંચીશું ત્યારે તને બીજા એક હજાર રૂપિયા ઇનામ આપીશું તે તું તારી ખારવીને આપી આવજે.

**સોમલો**—ભાઇછાબ, તમારો ગણ તો ભારે થયેલો. કાળે પાણિ-યેથી અહિંયાં પાછો આંણેલો ને વળી અનામ આપેલું.

**રણમલ**—હજી તો ઘણુંએ તારૂં બ્હેતર થશે; વિરહા ભાઇની નોકરી કાંઇ ખાલી જાય નહિ.

**વિરહો**—હવે આપણે ઝપાટાબંધ ભરૂચ પ્હોંચી જઇયે એમ વ્હાણ ખેડવા માંડ.

**સોમલો**—હું ઇમ કરી, જોતજોતામાં ભરવુચ પ્હોંચાડું છું. (વ્હાણ ઝપાટાબંધ ચલાવે છે.)

## દૃશ્ય ૭ મું.

### સ્થળ–ભરૂચનો કુરજો.

વિરહો, રણમલ અને સોમલો, વનમાલી દલાલ, પૂંજાભાઇ, અને વેપારિયો.

**વિરહો**—માલ કુરજા ઉપર ઉતારીશું તો બંદરની જગાત ભરતાં વ્હાણ કયાંથી આવ્યું વગેરેની પૂછપરછ થશે, માટે સોમલા! ત્હારે વ્હાણ નદીમાં તરતું રાખવું.

**રણમલ**—હું વ્હાણમાંથી ઉતરીને કુરજે જઇ વેપારિયો સાથે પૂછપરછ કરીને તેમની સાથે કરાર કરીશ કે તેઓ માલ ઉતારી જાય. ભાવમાં આકરા રહીશું નહિ એટલે માલ ઝપાટામાં ઉપડી જશે.

**વિરહો**—એમ જ કરવું ઉચિત છે.

**રણમલ**—આપણો માલ છે તેના જૂદા જૂદા વેપારિયોને તેડીને આવું છું. (વ્હાણ આવતું જોઇ વેપારિયો કુરજા ઉપર ભેગા થયા હતા તેઓને તેડી પાછો વ્હાણ ઉપર આવે છે.)

**વનમાલી દલાલ**—પૂંજાભાઇ, તમે રસકસના વેપારી છો, તેથી આ માલ તમારા ખરનો છે.

**પુંજાભાઇ**—જો ભાવમાં ઠીક પડે એમ હોય તો આખા વ્હાણનો માલ મારા ખરનો છે તે હું ખરીદી લેઉં.

**વનમાલી**—(રણમલ પ્રતિ) જુવો શેઠજી, જૂદા જૂદા માલનો ભાવ અહિં ઉઘાડો છે. તે પ્રમાણે તમારે સામટો માલ વેચી દેવો હોય તો આ ઘરાક સારૂં છે.

**રણમલ**—ઠોકો હાથો. લ્યો આ કાગળ નોંધવા માંડો. માલની જાત, નંગ કે વજન; તેનો ભાવ અને મૂલનો આંકડો.

**વનમાલી**—પુંજાભાઇ, માલ લઇ લો કબજે અને કરો યાદી.

**પુંજાભાઈ**—(પોતાનાં માણસો પ્રતિ) તમે દરેક જણ જૂદો જૂદો માલ નોંધવા માંડો. (માણસો નોંધ કરવા મંડી જાય છે.) આમાંથી કેટલોક માલ મુંબઇ ચડાવી દેવા જેવો છે, અને તે ઉપરાન્ત, ગોળ અને ઘહું, ચોખા, અને તુવેરની દાળ વગેરે પોસાતો માલ અહિંથી વ્હાણમાં ભરીને મોકલવાનો છે, તો જો શેઠજી ત્રણ માસ વ્હાણ ભાડે આપે તો સોઇ સારી થઇ શકે એમ છે.

**વનમાલી**—પૂંજા શેઠની ઇચ્છા પ્રમાણે કરવાને મરજી થાય છે!

**રણમલ**—જો પોસાતું ભાડું આપશો તો તેમ કરવાને અમારે વાંધો નથી. નાણાંનો ચૂકાદો કરી ભાડાના રૂપિયા આપી દ્યો—જો અમદાવાદની હુંડીની સોઇ થાય એમ હોય તો તેમ પણ કરજો.

**પુંજાભાઇ**—અમારી પુંજાભાઇ પરસોતમના નામની અમદાવાદમાં ખ્હેડી છે તે ઉપરની હુંડી લખી આપીશું.

**રણમલ**—અમદાવાદની ૫૦) હજારની હુંડી લખી આપો. વધઘટનો ચૂકાદો અહિં કરી દેઇશું. સાથે વરાળ નાવ (લાંચ) છે તે અમે યાત્રાળુઓની સવડ માટે નર્મદામાં ફરતી રાખીશું. અમારો ખારવો તે ચલાવશે. (ગોઠવણ પ્રમાણે કરે છે. વ્હાણ સોંપી દે છે.)



# अंक २ जो.

## દૃશ્ય ૧લું.

સ્થળ—નર્મદા તટ ઉપર શૂલપાણેશ્વરનું દેવલ.
પાત્રો—વિરહો અને રણમલ ગોવિંદદેવ.

વિરહો—નર્મદા તટના ઉંચાણ ભાગ ઉપરથી ધોધવો પડે છે એ દેખાવ ઘણો રમણીય છે. એ ધોધવાના પાણીને નીક બાંધીને, જો આપણે જમીનના નીચાણ ભાગ ભણી વાળી લઇયે તો, એનો નાના પ્રકારે ઉપયોગ કરી શકીશું.

રણમલ—આવું મહાભારત કામ ઉપાડી લે એવો કોઇ કુશળ શિલ્પકળાકાર (ઇજનેર) મળી જાય તો બની શકે.

વિરહો—તમારી એ વાત ખરી છે, જુવોની, પણે ધોધવાના મુખ આગળ માણસો ભેગા થયેલા જણાય છે ત્યાં આપણે જઇયે. (આગળ વધી જાય છે. તેમની પાસે જઇ એક મુખ્ય માણસને માપણી કરતો જોઇને.) સાહેબજી, સલામ, આપ આ શાની માપણી કરો છો?

ગોવિંદદેવ—આ ધોધવાના પાણીનું વહન કેટલા ગ્યાલન થાય છે તેની હું માપણી કરૂં છું.

વિરહો—આપ કોણ છો એ જાણવા હું પૂછું તો એ અવિવેકની આપ માફ કરો.

ગોવિંદદેવ—હું સરકારનો શિલ્પકળાકાર ઇયાને અેનજિનિયર હતો. આ પ્રવાહ ફોકટ વહી જાય છે તેનો ઉપયોગ કરવાની યોજના કરવા અમારા ભરૂચી વેપારિયોનો વિચાર થયો છે.

વિરહો—આપની ધારણામાં આ ધોધવાનો ઉપયોગ કરી શકાય એમ ખરેખાત ઉતર્યું છે?

ગોવિંદદેવ—હા જી, એટલા માટે જ આ માથાકૂટ માથે લીધી છે.

વિરહો—ઇમારતો આદિ બાંધકામ ખાતું પણ તમે ચલાવ્યું હશે?

ગોવિંદદેવ—સરકારી બાંધકામ ખાતાનો હું ઉપરી હતો.

રણમલ—ત્યારે તો તમને ભારે પગાર મળતો હશે?

ગોવિંદદેવ—મને સાતસો રૂપિયા પગાર મળતો, હવણાં મને અર્ધું પેન્શન મળે છે. નવરા પડચા છિયે એટલે વ્યર્થ જતા પાણીની સ્કીમ ઉભી કરિયે તો કમાણી થાય એમ છે.

રણમલ—અમારા આ ધર્માત્મા મહા મુનિ છે. એમને કેટલાંક ધર્મનાં ધામ બંધાવવાનાં છે. જો આપ ખાનગી વેળાનો ઉપયોગ કરી શકો એમ હોય તો અમે આપને યોગ્ય બદલો આપીશું.

વિરહો—(વચ્ચે બોલી દે છે.) પાંચસો રૂપિયા મહિનાના આપીશું. અમારો આ માણસ રણમલ તમારી આજ્ઞા પ્રમાણે જેટલાં માણસો જોઇશે તેટલાં-મજુર, કારીગર, વગેરે રાખવાની ગોઠવણ કરશે.

ગોવિંદદેવ—હું બ્રાહ્મણ છું, તેથી ધર્મનાં કાર્યમાં ઉપયોગી થવું એ પણ અમારો જાતિ ધર્મ છે. પ્રથમ કામ આપ શું ઉપાડવા ધારો છો?

વિરહો—ત્યારે તો ધર્મ અને કર્મ બંને સાચવી શકો એમ છે, એ આનંદની વાત છે. અહિંથી થોડે છેટે જાબાલી મહાદેવની સ્થાપના કરવા એક જાબાલી આશ્રમ બાંધવાનો છે. તેને લગતી એક ધર્મશાળા બાંધવાની ધારણા કરી છે.

ગોવિંદદેવ—આપ મહાશય, ધર્મનાં આવાં કાર્ય કરવાની ધારણા રાખો છો તો એ કામ આપની ધારણા પ્રમાણે ઉપાડી લેવાની મારી પણ ઇચ્છા થાય છે.

રણમલ—આ કામ વેળાસર તૈયાર થાય એટલા માટે જોયતાં ઇજારો ખરીદ કરવાની આપ ગોઠવણ કરી શકો એમ હોય તો બહુ સારૂં.

ગોવિંદદેવ—ઓજારો મારી પાસે હાજર છે. આવા ધર્મના કામમાં ઉપયોગમાં લેવાને બાધ નહિ આવે.

રણમલ—(ખિસ્સામાંથી કોથલી ક્‌હાડીને) હાલ તુરતમાં હું આપને આ ૨૦૦ મ્હોરો આપું છું તે વટાવીને તમારા ઓજારોનું મૂલ્ય વાળી લેજો, ને બાકીના પૈસા મજુરો વગેરેને આપવા તમારી પાસે રાખજો.

ગોવિંદદેવ—આવતી કાલ માટે, બધ મજુરો સાથે, જોયતાં ઓજારો લઇ હું હાજર થઇશ.

રણમલ—દિવસ ઉગતાં તમે આવજો.

વિરહો—રણમલ, એમને આવતી કાલે રૂપિયા ૫૦૧ પગારના અગાઉથી ચૂકવી આપજો. અને પ્રતિ માસે, પગાર એ જ પ્રમાણે મહિનો બેસતાં આપતા જજો.

રણમલ—આપ મહારાજાની આજ્ઞા પ્રમાણે હું વર્ત્યો જઇશ.

વિરહો—અમારી સ્ટીમ લાંચ યાત્રાળુ લોકોને ભરૂચથી આવજા કરવા માટે અમે ફરતી રાખિયે છિયે તે તમારા સ્વાધીનમાં સોંપી દઇશું.

રણમલ—મતલબ કે, તમે હવે અમારા એક અધિકારી થયા એટલે તમારે તે પ્રમાણે વર્તવાનું છે. હવણાં અમારો ખલાસી ભગલો આગબોટ ખેડે છે. તેને તમારી આજ્ઞા પ્રમાણે વર્તવાને.હુકમ કરી દઇશું.

ગોવિંદદેવ—ભરૂચથી અવર જવર કરવાને આગબોટ ઘણા લોકોને ઉપયોગની થઇ પડશે. અને સારૂં નૂર ઉપજશે. મારે માટે આ સગવડ ઉત્તમ પ્રકારની છે. હું હવે આપનો નોકર થયો એમ જાણી આપની આજ્ઞા પ્રમાણે નોકરી બજાવીશ.

વિરહો—આવતી કાલે સવારમાં તમે માણસો અને ઓજારો લઇ આવશો એટલે કયે સ્થાનેથી કામનો પ્રારંભ કરવો તે આપણે નક્કી કરીશું.

ગોવિંદદેવ—બહુ સારૂં મહારાજ. (નમન કરી જાય છે.)

---

## દૃશ્ય ૨ જું.

### સ્થળ—ધાર્મિક પટ.

વિરહો, રણમલ, અને ગોવિંદદેવ.

વિરહો—ગોવિંદદેવ, સમાધિસ્થ સ્થિતિમાં મને પ્રેરણા થવા પ્રમાણે હું આ પટ પસંદ કરૂં છું. અહિં મારે જાબાલી આશ્રમની સ્થાપના કરવી છે, માટે નીક બાંધી ટાંકીમાં પાણી દાખલ કરવાની યોજના જેટલે છેટે કરવી તમને ઉચિત લાગે તેટલે છેટે કરજો.

ગોવિંદદેવ—(ઢાળ ઉપર નજર રાખી.) આ સ્થાને પાણી પ્હોંચી વળે એવી યોજના ચાલુ કરી દઉં છું.

વિરહો—દરમિયાન, અહિં પાયા ખોદાવી, કોટડી કરી, જગ્યા આંતરી લ્યો. અહિં એક વિશાળ પટ રાખવો તેમાં દેવાલય ક્યાં આગળ બાંધવું, ધર્મશાળામાં કેટલી જગ્યા રોકવી, મારા નિવાસ માટે સોઇવાળી જગ્યા બાંધતાં કેટલું રોકાણ થશે, એ બધાનો ખ્યાલ રાખીને કોટ ચણી, જગ્યા અગાઉથી આંતરી લેવાની છે.

ગોવિંદદેવ—પૂર્વ પશ્ચિમ બાજુના પટની જગ્યા, તપાસ કરતાં, સરકારી દફ્તરમાં ધર્માદાપટ તરીકે દાખલ છે, તેથી, તે રોકી લેવાને બાધ નથી, પણ આપે કહી બતાવ્યું તે પ્રમાણે બાંધકામ કરતાં ઘણાં ખેતરાં રોકાશે, તેના માલિકો પાસેથી વેચાથી લેતાં એક વીઘાના ૧૦૦) રૂપિયા, વધારામાં વધારે આપવા પડશે તે ખરીદી લેવાની તજવીજ કરીશું.

રણમલ—આપણે કેટલી જગ્યા રોકવી પડશે તેનો તમે નકશો કરશો એટલે અડસટો જણાશે. તે ઉપરાન્ત પણ વધારામાં આપણે સામટાં ખેતરાં અગાઉથી વેચાતાં લઇ લેવાં.

વિરહો—હા, ગોવિંદદેવ, રણમલનો અભિપ્રાય બરોબર છે. આપણે બગીચો કરવામાં એ ખેતરાં ઉપયોગી થઇ પડશે.

ગોવિંદદેવ—આવો, આપણે પાસેનાં ખેતરો જોઇ વળિયે.

(ત્રણે જણા જાય છે. ક્યાં સુધી ખેતરાં લેવાં એ નક્કી કરે છે તેમાં મીઠા પાણીના ૧૦ કૂવા આવી જાય છે.)

વિરહો—આ ખેતરોના ધણી હોય તેઓની સાથે વાત કરીને કેટલા રૂપિયા થાય છે તે આંકડા નક્કી કરીને રણમલને જણાવજો, એટલે તે ચૂકાવી દેશે.

ગોવિંદદેવ—હું મારે ઉતારે જઇને નક્કી કરૂં છું. દફતર લઇને મુવને બોલાવીને સાંજ સુધીમાં જણાવી દઇશ.

વિરહો—ભલે ત્યારે તેમ કરો; દરમિયાન મારી નજરમાં એમ આવે છે કે, આ ધર્મનો પટ છે, અહિં કાંઇ પણ ઇમારત હશે. માટે આપણે ૭૫ મજુરો આજે હાજર રાખ્યા છે તો તેમની પાસે ખોદાણ કરાવિયે.

રણમલ—આપને પ્રેરાયલો એ વિચાર મને ઠીક લાગે છે, માટે હું મજૂરોને કામે લગાડી દઉં છું.

ગોવિંદદેવ—એ માણસોને ઇસવા, કોદાળી, પાવડા વગેરે ઓજારો મેં મારી પાસેથી અપાવી દીધાં છે, તો તમે એ કામ ચાલતું કરો, દરમિયાન, હું ઉતારે જઇને ખેતરો સંબંધીનું કામ આટોપી લઉં છું.

વિરહો—રણમલ, જૂનું કામ છે માટે દેખરેખ પૂરી રાખવી. મારી પ્રેરાયલી વૃત્તિઓ તમે જાણી લીધી છે.

રણમલ—હું સમજી ગયો. (કામ ચાલતું કરાવે છે. સામટું ખોદાણ કામ ચાલતાં જૂની ઇમારત ખુલ્લી થાય છે, તેમાં એક ભોયરૂં નીકળી આવે છે. વેગળેથી ચાર ચરૂ જણાય છે, તેમાંના એક ઉપર નાગ ફેણ માંડીને વિંટળાઇ વળેલો જોવામાં આવે છે.)

વિરહો—રણમલ, જો મારી કલ્પના ખરી પડી; પેલા ચરૂમાં ધન હશે અને તેનો ધણી આ નાગનો અવતાર લઇને તે સાચવે છે.

રણમલ—આપ તો હવે જાબાલી મુનિ છો તેથી વેષ લીધાનું ખ્હાનું મળતું આવે છે. મહારાજ! આપ અહિં રોકાઓ. મેં ગઇ કાલે જ આપની આજ્ઞા પ્રમાણે પોપટને માટે પાંજરૂં આણ્યું છે તે લઇ આવું છું, અને એક મ્હોળા મ્હોના લોટામાં દૂધ લઇ આવું છું. (જાય છે અને લઇ આવી ચરૂથી જરા છેટે મૂકે છે. દૂધ જોઇ નાગ પાંજરામાં જેવો પેસે છે કે તુરત તેનું બારણું બંધ કરી દે છે. ચરૂમાં જુવે છે તો સોનાની મ્હોરો જણાઇ આવે છે.)

વિરહો—આપણા આશ્રમમાંથી વટલોઇયો લાવી તેમાં મ્હોરો ભરીને આપણે ચરૂ ખાલી કરી તે અહિંથી લઇ જઇયે.

(બન્ને જણા ફેરા ખાઇ ચરૂ ખાલી કરી લઇ જાય છે.)

રણમલ—મેં ગોવિંદદેવને ક્હાવ્યું હતું તેથી પેલા એ આવે. આપ એમને તે ભોયરૂં બતાવી સમાધિનો ચમત્કાર એમના હૃદયમાં ઉતારો.

(ગોવિંદદેવ પ્રવેશ કરે છે.)

વિરહો—ગોવિંદદેવ, જુવો આ ભોંયરાનો ચમત્કાર! તમે ગયા એટલી વારમાં તો આ બાંધકામ અને ભોંયરૂ પ્રકટ થઇ આવ્યાં.

ગોવિંદદેવ—(જાબાલી મુનિને પગે પડતાં) આપ શ્રી ખરેખરા તપસ્વી પુરૂષ છો. આપની સમાધિમાં જે દેખાયું તે દૃષ્ટિગોચર થાય છે. અરે! પણ પાંજરામાં નાગ છે!

રણમલ—એ નાગ અહિં ભમતો હતો. તેને વશમાં લેવાને હું પાંજરૂ લઇ આવ્યો અને તેનું ઢાંકણું ઉઘાડું રાખી આ દૂધનું ભરેલું બોગાણું મૂકી દીધું, તેમાંથી દૂધ પીવાને નાગ બાપા જેવા બેશી ગયા કે લાગલું જ મેં ઢાંકણું બંધ કરી દીધું.

**ગોવિંદદેવ**—ધન હોય ત્યાં નાગ હોય એમ કહેવાય છે તે ખરૂં છે. આ ભોંયરામાં નાણું હશે તે સાચવવા તેનો ધણી નાગનો અવતાર લઇ ચોકી કરતો જણાઇ આવ્યો માટે આપણે બારીકીથીં બધે તપાશી વળવાની અગત્ય છે.

**વિરહો**—આટલામાં તો અમે જોઇ વળ્યા, ચાલો ઉપલી બાજુએ, અહિંના બાંધકામનો પ્રારંભ કયાંથી થાય છે તે તપાશિયે.

(ત્રણે જણા ઉપર જાય છે.)

**ગોવિંદદેવ**—પણે છેટે કૂવો દેખાય છે એનું પાણી જ્યાં જ્યાં જતું હશે ત્યાં ત્યાં કુંડિયો અને નીક બાંધી હશે.

**વિરહો**—મારો પણ એવો જ અભિપ્રાય છે. જુવો આ કૂવામાં પુષ્કળ પાણી જણાય છે; એનું થાળું પણ વિશાળ છે, એની બંને બાજુએ મ્હોટી કુંડિયો છે. આ કુંડી ભોંયરાની છજાવટ ભણી છે.

**ગોવિંદદેવ**—ત્યાં ઠેઠ સુધી ખોદાવીને માટી પૂરાઇ છે તે કહડાવી નાંખિયે.

**રણમલ**—ભોંયરા ભણીની બાજુના પ્રારંભમાં, મેં ખોદવાને મજૂરો કામે લગાડી દીધા છે. આ બીજા મજૂરો લાવ્યો છું તેમની પાસે અહિંથી ખોદાવા માંડો.

**ગોવિંદદેવ**—(આખી બાજુએ છૂટા છૂટા મજૂરોને ખોદવા ગોઠવી દેતાં) જુવો, આ નીક બાંધેલી ખુલ્લી થતી જાય છે, અહિંયા મ્હોટી ટાંકી દેખાઇ આવી, વચ્ચે પોલાણ છે. અહો ! આ તો કોઇ દેવલના શિખર જેવું જણાય છે.

**વિરહો**—ધર્મપટમાં મેં જે જે બંધાવાની તમને સૂચના કરી છે તે બધું અહિયાં ડટાઇ ગયેલું તૈયાર છે એમ મને મારી સમાધિના અર્થનું સૂચન થાય છે, માટે ધોધવાની બાજુ સુધી ઝપાટાબંધ ખોદવાનું કામ ચલાવો. અને વધારે માણસો રાખીને કામ પૂરૂં કરો.

રણમલ—હું અને ગોવિંદદેવ એ કામ પૂરૂં કરાવી આપને આવતી કાલે બતાવીશું.

ગોવિંદદેવ—આપ મહાત્માને ઘણો પરિશ્રમ થયો છે, માટે આપ આશ્રમમાં પધારો. અમે આપનો પ્રાચીન આશ્રમ ઉઘાડો કરી, આવતી કાલે બતાવીશું.

રણમલ—ગોવિંદદેવ અનુભવની વાત કરે છે. આપનો પૂર્વનો અવતાર આ સ્થાનમાં મહિમાવંતો થયેલો છે, તે આશ્રમ આપે આ અવતારમાં પાછો સંભાળી લીધો.

વિરહો—મને પણ એમ જ સમજાય છે. સમાધિમાં બેસવાનો મારો સમય થયો છે માટે હું જાઉં છું. હજી નવા ચમત્કાર પ્રકટ થઇ આવશે.

રણમલ—આપ સિધાવો. સમાધિમાં કાંઇ નવિન જણાય તો અમને ક્‌હેવા પાછા પધારજો.

ગોવિંદદેવ—રણમલભાઇ ખરી વાત ક્‌હે છે. હું સ્ટીમ લાંચ લઇને ભરૂચ જાઉં છું. બીજા મજૂરો ને બીજાં વધારે ઓજાર લેવરાવી પાછો આવું છું.

વિરહો—૫૦) હજાર મ્હોરો વટાવીને તેના રૂપિયા કરાવી લાવજો. હવે મજૂરો વગેરેને આપવાને તમારી પાસે વધારે સિલક રાખવી પડશે. અને અહિં રૂપિયાનું ચલણ રહ્યું માટે મ્હોરો કામ નહિ લાગે. વળી, હવણાં મારો સમાધિમાં સમય વધારે જાય છે માટે કથા ક્‌હેવાને એક વિદ્વાન શાસ્ત્રીને લેતા આવજો. તે માગે એટલો પગાર આપવાનો કરાર કરવાની તમને આજ્ઞા આપું છું.

રણમલ—હું વિનતિ કરવાનો હતો તે આપે જાણે મારૂં મન વરતીને કહી દીધું. હવણાં આપને સમાધિના કારણથી અવકાશ મળતો નથી, માટે કથા કરવાનું કામ શાસ્ત્રીજીને સોંપવાથી આપ વધારે વાર સમાધિમાં બેશી શકશો અને તેથી ભવિષ્યમાં

ઘણો લાભ થવાની અમે આશા રાખિયે છિયે. પેલો નાગ બાપજી નીકળ્યો છે તેનું ધન કયે ઠેકાણે હશે એ સમાધિમાં દેખાઇ જાય તો કેવી રમુજ પડે!

ગોવિંદદેવ—આપણા આનંદમાં અતિશય વૃદ્ધિ થાય, કેમકે, એ નાણું તો ધર્મના કાર્યોમાં ઉપયોગનું થઇ પડે. (મજૂરોના ઉપરીને વરધી આપે છે કે તે દેખરેખ રાખી ખોદણીનું કામ ચાલતું રાખે.)

રણમલ—મહાત્માજીની આજ્ઞા પ્રમાણે, ચાલો, હું મ્હોરો આપું.

(ગોઠવણ પ્રમાણે મ્હોરો લઇ બંને રવાને થાય છે.)

---

## દશ્ય ૩ જું.

### સ્થળ-જાબાલી આશ્રમ.

જાબાલી વિરહો, રણમલ, અને ગોવિંદદેવ.

ગોવિંદદેવ—(શ્રીમાન મહાત્માને પગે લાગતાં) આપની ઇચ્છા પ્રમાણે અમે મ્હોરો વટાવી રૂપિયા લઇ આવ્યા અને મળી શકે એટલાં માણસો અને ઓજારો લઇ આવ્યા છિયે. આપ પુણ્યશાળી ધર્માત્માનો પ્રતાપ પ્રકટ થતો હોય તેમ, અમે બંદરે પ્હોંચ્યા કે મુંબઇથી એક બતેલો ઓજારો અને બાંધકામનો માલ લઇને આવ્યો તે આખો બતેલો માલનો ભરેલો અમે અહિં લઇ આવ્યા છિયે, તે પછવાડે આવે છે. માત્ર પંડિત શાસ્ત્રીજી પરગામ ગયા છે તે ચાર દિવસ સોરા આવશે.

રણમલ—આપણે ભાડે આપેલા વ્હાણુમાં પુંજાભાઇ પરશોતમ પારખ પોતે જાતે જઇને મુંબઇથી માલ ભરી લાવ્યા છે.

જાબાલી વિરહો—એમાંથી જોયતો માલ ઉતારી લ્યો; અને એમને નાણાં ચૂકવી આપો.

રણમલ—કયો માલ રાખવાનો છે તે અમે નક્કી કરયું છે. મજૂરોને ખાવાપીવાની ગોઠવણુ આપણા કારખાનામાં કરીશું; તેમને માટે અનાજ પણુ સંગ્રહમાં રાખવા ઉતારી લેવાનું છે.

ગોવિંદદેવ—મજૂરોના ૧૨ ઉપરી ઠરાવ્યા છે. પ્રત્યેકને ઘરે બબ્બે ભેંસો હતી તે મૂલવીને આપણે માટે રાખી છે, તે પણ આવે છે.

જાબાલી વિરહો—શ્રાતાજનોને પ્રસાદ આપવા દૂધનો શીરો તાજો તૈયાર કરાવવાને ભેંસોનું દૂધ કામ લાગશે. સાકર અને ઘહું તેમ જ બીજું અનાજ પણ આપણા ભંડાર માટે ઉતારી લેજો.

રણમલ—એ બધી ગોઠવણુ અમે ધારી મૂકી છે. ગોવિંદદેવનું રેણાક પણુ આપણા આશ્રમમાં કરવાનું ઠરાવ્યું છે. તેઓ કોઠાર પોતાના સ્વાધીનમાં રાખી, બધી વ્યવસ્થા કરશે એમ ધારણા કરી છે.

જાબાલિ વિરહો—આ ગોઠવણુ આપણુને ઘણી ઉપયોગી થઇ પડશે. હું સૂચવવાનો હતો, પણ, કદાપિ ગોવિંદદેવને તે પસંદ આવે નહિ તો તેમના ઉપર દબાણુ કરવા સરખું ગણાય, માટે મેં વાત આગળ ઉપર રાખી હતી. હવે જ્યારે એ આપણા આશ્રમમાં રહેવા ઇચ્છે છે ત્યારે એમને બીજા ૨૦૦ રૂપિયા પગારમાં કોઠારી તરીકે ગણી વધારે આપવા.

ગોવિંદદેવ—આપની કૃપા મારા ઉપર જોઇ, આપની સેવામાં રહેવાની મારી પૂર્ણ ઇચ્છા થઇ છે. હું એકલવાયો છું, પછવાડે કોઇ પ્રકારની ઉપાધિ નથી.

જાબાલી વિરહો—મને એમ પ્રેરણા થાય છે કે, મારે લાગટ ચાર દિવસ સમાધિમાં બેસવું, એટલી મુદતમાં, મારા બતાવ્યા પ્રમાણે ખોદકામ કરાવી, મારો પ્રથમ અવતારનો આશ્રમ દૃષ્ટિગોચર કરી દો.

**રણમલ**—હું અને ગોવિંદદેવ એ કામ ચલાવ્યા જઇયે છિયે. અને વ્હાણના માલની પણ ગોઠવણ કરીશું. આપ સુખે સમાધિસ્થ થાઓ.

---

## દૃશ્ય ૪ થું.

### સ્થળ—જાબાલી મુનિના પ્રાચીન આશ્રમમાં સભામંડપ.

પાત્રો—જાબાલી વિરહો, રણમલ, ગોવિંદદેવ.

**જાબાલી વિરહો**—ગોવિંદદેવ, પાસેના સભામંડપમાં શ્રોતાજનોને બેસારી દેવાની ગોઠવણ થઇ ગઇ છે ?

**ગોવિંદદેવ**—જાબાલી મુનિનો પ્રાચીન આશ્રમ નીકળી આવ્યો છે તે જોવાને, અને આપના મુખથી કથા શ્રવણ કરવાની આતુરતાથી, આખું ભરૂચ, અને આસપાસના ગામોના શ્રદ્ધાળુ લોકોનાં ટોળેટોળાં આવતાં જાય છે. તેઓને હારબંધ બેસાર્યા છે. સ્રિયોને નાંખી બેસારી છે. વિષ્ણુશર્મા શાસ્ત્રી પણ હાજર થઇ ગયા છે.

**રણમલ**—કથા સમયે આપ મહાત્મા, જે વાદિત્રનો ઉપયોગ કરાવો છો તે સહિતની ગોઠવણ પણ તૈયાર છે. હવે આ દ્વારમાં થઇને આપ પધારો એટલી જ વાર છે.

**જાબાલી વિરહો**—ચાલો ત્યારે (પોતાની કરતાલ હાથમાં લઇ, પાવડિયે ચડી સભામંડપમાં પ્રવેશ કરે છે.)

[શ્રોતાજનોનો સમૂહ સામટો ઉભો થાય છે. અને "જાબાલી મુનિનો જય" એમ ધ્વનિ ગાજી ઉઠે છે. શ્રદ્ધા પ્રમાણે મુનિનો ચરણ સ્પર્શ કરતાં, કોઇ ૨૫, કોઇ ૨૦, કોઇ ૧૫, કોઇ ૧૦, કોઇ ૫, કોઇ ૧, અને કોઇ ા, ૦ા, કે છેવટે એક પૈસા સુધીની ભેટ પગે મૂકે છે ]

**જાબાલી વિરહો**—સર્વનું કલ્યાણ થાઓ. (કેટલાકને માથે હાથ મૂકે છે. પછી કરતાલનો નાદ કરતાં સર્વે પોતપો-

તાની બેઠકે બેશી જાય છે. મૃદંગ અને સારંગીના સૂરની ધૂમ મચી રહે છે. ભક્તિના મહિમાનું પદ લલકારે છે.

ભક્તિ છે સૌ સાધનમાં શ્રેષ્ઠ, અવર સાધન છે એથી હેઠ.
ભક્તિ મહિમાવંતી ભારે, ભક્તિ ભવસાગરમાં તારે.
ભક્તિ ભાવ પ્રકાશે જ્યારે, પ્રભુ અંતરમાં ઉતરે ત્યારે.
ભક્તિ સૌ સાધનમાં શ્રેષ્ઠ, અવર સાધન છે એથી હેઠ.
એવી પ્રબળા પ્રભુની ભક્તિ, એને કો ન પ્હોંચે શક્તિ.
માટે ભક્તિ સાૈમાં શ્રેષ્ઠ, અવર સાધન છે એથી હેઠ.
ધર્મ કર્મનું પ્રથમ પગથિયું, જો આદરથી ચડશો.
પ્હોંચી જતાં પ્રભુને શરણે, ભવ ભયથી ઉગરશો.
માટે ભક્તિ ઉત્તમ સાધન, એથી સર્વ શ્રેષ્ઠ ગણી છે.
ભક્તિ સાૈમાં શ્રેષ્ઠ, અવર સાધન છે એથી હેઠ.
ભક્તિ સાધવા ગુરૂજન પાસે, ઉત્સુક થઇને જાજો.
જડે માર્ગ નહિ જો તમને, તો ગુરૂનું શરણું સ્હાજો.
શાણા સાધુજી ખોટા ફેરા, કહિં નવ ખાજો.
હસ્તિપાદ સમાને ભક્તિ, શાસ્ત્ર સમાયાં એમાં,
ભક્તિભાવપ્રદર્શક કથતાં, વેદ વચન છે જેમાં
ભક્તિ સૌ સાધનમાં શ્રેષ્ઠ, અવર સાધન છે એથી હેઠ.

**રણમલ**—(કીર્ત્તન થઇ રહ્યા પછી, ઉમરેઠથી આવેલા પડિયા આણી રાખ્યા હતા, તેમાં દૂધનો કરાવી રાખેલો શીરો ભરી પ્રત્યેક શ્રોતાજનની બેઠક આગળ ગોઠવાવી દેતાં, ગોવિંદદેવ પ્રતિ) તમે મુનિશ્રી સાથે શાસ્ત્રીજીની મુલાકાત કરાવો.

**ગોવિંદદેવ**—(શાસ્ત્રીને મહર્ષિ જાબાલી પાસે લઇ જાય છે) આ વિષ્ણુશર્મા શાસ્ત્રી, સર્વ શાસ્ત્રોમાં પારંગત છે. તે સાથે કીર્ત્તન કરવામાં પણ કુશળ છે.

**વિષ્ણુશર્મા**—(પાસે જઇ નમસ્કાર કરતાં) હું તો આપશ્રીના પગની રજ છું. કીર્ત્તન આપે કર્યું તે ઉપરથી તે સાંભળવાથી મને ઘણું શીખવાનું મળ્યું.

ગોવિંદદેવ—મહાત્માશ્રીના પરિચયથી ભવિષ્યમાં તમે ઘણી કુશળતા મેળવી શકશો.

જાબાલી—મારે સમાધિમાં ઘણી વાર રોકાવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે, તો કીર્ત્તન કરવાં કે કથા શ્રવણ કરાવવી એ કામ હવે આપને ઉપાડી લેવું પડશે.

વિષ્ણુશર્મા—મારા ગજા પ્રમાણે આપની આજ્ઞા હું પાળીશ.

જાબાલી—આવતી કાલે શ્રીમદ્ ભાગવતનો પ્રારંભ કરજો. હું પણ શ્રોતાજન તરીકે મારી હાજરી આપીશ.

ગોવિંદદેવ—જોયું શાસ્ત્રીજી? મહાત્માશ્રીજીની નમ્રતા કેવી છે! પોતે પ્રત્યક્ષ જાબાલી મુનિનો અવતાર છતાં, અભિમાનની છાયા પડવા દેતા નથી.

વિષ્ણુશર્મા—મહાત્મા તો એવા જ હોય. આવતી કાલે હું સેવામાં પ્રવિષ્ટ થઇશ.

જાબાલી—(પોતે ઉભા થઇ) સર્વે શ્રોતાજનોનું કલ્યાણ થાઓ.

ગોવિંદદેવ—બોલો, શ્રી જાબાલીમુનિનો જય!

શ્રોતાજનો—(સામટા) શ્રી જાબાલીમુનિનો જય! (પ્રસાદના પડિયા ઉપાડી વિદાય થાય છે.)

વિષ્ણુશર્મા—આપ આવાં ધર્મનાં કાર્યો કરો છો તો જ્યોતિષ શાસ્ત્રને અનુસરીને હું આપની હસ્તરેષા જોવાની આજ્ઞા માગું છું.

જાબાલી—(હાથેલી ધરતાં) ભલે આપ હસ્તરેષા નિહાળો.

વિષ્ણુશર્મા—રેષા જોતાં જણાય છે કે, આપની પાસે હજાર માર્ગેથી ધનની પ્રાપ્તિ થાય અને તે ધન ધર્મ કાર્યોમાં વપરાય.

રણમલ—તમારો વર્ત્તારો ખરો છે. પૂછો આ ગોવિંદદેવને.

ગોવિંદદેવ—મારી મારફત હજારો રૂપિયા આ ધર્મપટ ઉપર ખરચાયા છે.

વિષ્ણુશર્મા—રૂપિયા નહિ, રેષા ઉપરથી તો સોનાનાણુની પ્રાપ્તિ થયાં કરે.

જાબાલી—આવો વર્ત્તારો તો તમે જ કરી શકો.

ગોવિંદદેવ—આજે જ ૫૦ હજાર મ્હોરો વટાવી હું રૂપિયા લઇ આવ્યો છું, પણ એમની પાસે તો મ્હોરોનો ભરપૂર ભંડાર ભરેલો રહે છે.

વિષ્ણુશર્મા—આપની હસ્તરેષા ઉપરથી (ભૃગુ સંહિતા પ્રમાણે) કુંડળી ગોઠવી પછી વિશેષ નિવેદન કરવાનું હશે તે વિદિત કરીશ.

જાબાલી—વિસ્તારપૂર્વક, ભૂત, ભવિષ્ય અને વર્ત્તમાન મને એકાન્તમાં નિવેદન કરજો.

વિષ્ણુશર્મા—આપની ઇચ્છા પ્રમાણે હું વર્ત્તન કરીશ.

(વંદન કરી જાય છે.)

---

## દ્રશ્ય ૫ મું.

### સ્થળ-જાબાલી મુનિનો આશ્રમ.

જાબાલી વિરહો અને રણમલ.

રણમલ—વિરહાભાઇ, હું તમને મારા પૂજ્ય ગણીને તે પ્રમાણે વર્તણૂક રાખીશ, પંચોપાખ્યાનમાં સાળવી અને રાજ કન્યાની વાત છે, તેમ તમે ખરા જાબાલી મુનિ બની ગયેલા મને જણાઓ છો. મારો આપ પ્રતિ ભક્તિભાવ પૂરેપૂરો ઉત્પન્ન થયો છે. સ્વપ્ન સમાધિમાં આપે જે જોયું તે પ્રત્યક્ષ નીકળી આવ્યું એ એક અલૌકિક બનાવ બન્યો છે. તમારા ભાગ્યમાં સોનાની મ્હોરોના ઢગલે ઢગલા લખ્યા હશે તે પ્રમાણે મળી આવે છે.

**જાબાલી વિરહો**—જેની જંખના કરિયે તે સ્વપ્નમાં દેખાય, તેમ મને ભાસ થઇ આવ્યો છે એટલુંજ માત્ર, બાકી હું વિરહો તે વિરહો જ છું. હું તો માત્ર વેષધારી જાબાલી મુનિ બન્યો છું. મુંબઇથી વેષ ધારણ કરવાની સામગ્રી તમે મંગાવી આપી, એટલે, ઋષિના જેવી દાઢી બાંધી રાખું છું. મારી ખરી દાઢી વધવા માંડી છે તે જ્યારે ભરાવાથી વધશે ત્યારે ખરૂં રૂપ પ્રકટ થશે. ગોવિંદદેવ એક શ્રદ્ધાળુ પુરૂષ મળી આવ્યો છે. એણે મારો મહિમા બહુ વધારી દીધો. એણે વિષ્ણુશર્મા શાસ્ત્રીની યોજના કરી એથી તો મને અતિશય નિરાંત વળી છે. કોઇ કારણથી ખશી જવું હોય તો કથા ચાલતી રહેશે અને થોડા સમય પછી હું ખરો બ્રહ્મચારી બનીશ.

**રણમલ**—હવણાંથી જ તમે બ્રહ્મચારી જેવા જ દેખાઓ છો. બંને કાને રૂદ્રાક્ષની મરચિયો પ્હેરો છો; તેમજ, માથે રૂદ્રાક્ષનો ટોપ ધારણ કરી, હાથમાં કરતાલ લઇ નાચ કરો છો તે વેળાએ જાણે સાક્ષાત શિવજી તાંડવનૃત્ય કરતા હોય એવા દેખાઓ છો.

**જાબાલી વિરહો**—અર્ધાંગે બિરાજવાને પાર્વતીજી જોઇયે તે ક્યાં છે? મેં મારો અને ગુલાબનો કિસ્સો તમને વિગતથી કહી સંભળાવ્યો છે, મને લાગે છે કે, એ ગુલાબને હજી ભોળવી હોય તો વશમાં આવે ખરી.

**રણમલ**—જો એવી તમારી ખાત્રી હોય તો હું ભોળવીને એને લઇ આવું. આપણે તમારા અભિપ્રાય પ્રમાણે હિરકમંડળ સ્થાપવું છે તેની વ્યવસ્થા પણ કરતો આવું.

**જાબાલી વિરહો**—ગુલાબ ભોળવાઇને, એની ઇચ્છાથી આવે નહિ તો પછી એને શી રીતે અહિં લાવવી?

**રણમલ**—કોઇ યુકિત રચીને ઉપાડી લાવવી પણ તે હવણાં નહિ. એક વાર હીરક મંડળની સ્થાપના કરિયે, અને એક બીજાથી ચડિયાતા ઠગાય નહિ એવા, અને જૂદી જૂદી કોમના

સભ્યો, ઠરાવિયે, ત્યાર પછી, ગુલાબ વિષેની પેરવી આપણી ઇચ્છાપૂર્વક થઇ શકશે.

**જાબાલી વિરહો**—આ કામ માટે તમારે મુંબઇ જવું, ને ત્યાં બધી ગોઠવણ કરવી. સરાફની એક દુકાન કરવી. અમદાવાદમાં બાદલો માલ થાય છે તેવો કરાવી લાવે એવો ત્યાંનો એક આરતિયો કરવો. હવણાં તમે ૫૦ હજાર રૂપિયા લઇને ત્યાં જાઓ અને તમને ફાવતું આવે એવી ગોઠવણ કરો. હું જ્યારે નાટક ટોળીમાં હતો ત્યારે એક હોશિયાર નાટક મંડળીનો વ્યવસ્થાપક શૃંગારલાલ પ્રભુલાલ નામનો છે તેનો સહવાસ થયો હતો, તેને મળીને નાટક મંડળીની સ્થાપના કરો. આગળ જતાં સિનેમા કંપની પણ આપણે સ્થાપવાની છે તે માટે પણ ધારણા કરી રાખજો. તમારે હવે મુંબઇમાં જ મ્હેડી જમાવીને રહેવું. કાંઇ સલાહ કરવાની હોય અથવા નાણાં જોયતાં હોય ત્યારે મારી પાસે આવી જવું.

**રણમલ**—મને શીખવવું પડે એમ નથી, તમે પંડે ત્યાં હો ને, જેવી વ્યવસ્થા કરો તેવી જ હું કરી શકીશ. તમારા લાંબા સહવાસને લીધે અને નાના પ્રકારની વાતોથી અને તે બનાવોથી મને માહિતગાર કર્યો છે, એટલે, મેં તમારૂં ખરૂં સ્વરૂપ ઓળખી લીધું, છે તે પ્રમાણે, હું પણ અનુકરણ કરીશ. હું છું તો પાવરધો પણ તમે માથે હાથ મૂકયો એટલે વધારે પાકો થયો છું.

**જાબાલી વિરહો**—છેવટે મારો વિચાર મુંબઇમાં વેષધારી થઇ છુપા રહેવાનો છે. પણ તમે કેવી વ્યવસ્થા ત્યાં જઇને કરો છો અને હીરકમંડળ માટે કેવા સભ્યો મળે છે તે ઉપર આધાર છે. ગુલાબના ઘરને ભોંય તળિયે ભાણજી ઝવેરાતનો દલાલ રહે છે તે ગુલાબના ધણી શ્યામજી રામજીનો દલાલ હતો એને પ્રારંભમાં જ આપણો ભાગિયો કરજો. ગુલાબની મુલાકાત તમને એની મારફત થશે. હજી લગણ ગુલાબનો એના ઉપર વિશ્વાસ છે; એની સ્ત્રી ભગવતીબાઇ ધાર્મિક-

વૃત્તિવાળી અને ડાહી છે. એની સાથે સાવધાનીથી વાત કરજો. આપણી હીરકમંડળી સ્થાપો તેના સભ્યોને આકરા સોગન ખવરાવી, તેનાલેખ લખાવી લેવા, અને કોઇ ફૂટે તો તેનો ગમે તે પ્રકારે પ્રાણ લેવાની શિક્ષા કરવાની ભીતિમાં રાખવાની પાકી યોજના કરજો. બની શકે તો ભગવતીબાઇને પણ મુંડી લેજો. બૈરાંની સામેલગિરિ હોય તો મંડળની પ્રતિષ્ઠા વધે છે, અને એ જો અંતઃકરણથી આપણા મંડળમાં મળે તો ગુલાબને વશમાં આણવાનું પૂરૂં કામ થયું સમજવું.

**રણમલ**—તમારી આ બધી સૂચના મને ઘણી ઉપયોગી થઇ પડશે. પ્રથમ તો અહિંથી હું અમદાવાદ જઇશ, ત્યાં તમારી સૂચના પ્રમાણે આરતિયા અને ભાગિયાની ગોઠવણ કરી તેને મારી સાથે લઇને પછી હું મુંબઇ જઇશ. આપણને ૫૦) હજારની અમદાવાદની હુંડી વ્હાણના માલપેટે મળી છે તે મેં અમદાવાદ બીડી દીધી છે.

**જાબાલી વિરહો**—એ તમારી ધારણા ઠીક છે. હુંડીના નાણાં તેને મળવાથી તેનો ઉપયોગ ઠીક થઇ શકશે. વિશેષ ત્યાં કરવાનું છે તે હું તમને જણાવું છું. મુંબઇમાં હું ઘણા જણાના સહવાસમાં આવ્યો છું તેથી ત્યાં તો હું ઓળખાઇ જાઉં, એટલા માટે, તુરતમાં તો, મારે અમદાવાદમાં રહેવું ઠીક પડશે, એમ વધારે વિચાર કરતાં સમજાય છે. વળી, અમદાવાદના લોકો રસિયા અને રંગીલા છે. ત્યાં ભવાયા જે નાયકને નામે ઓળખાય છે, તેઓની વસ્તી ઘણી છે. તેઓ વંશપરંપરાથી ભવાઇ ભજવતા આવ્યા છે. તેમના ખેલ એવા બિભત્સ હોય છે કે એકાન્તમાં માત્ર પુરૂષો જ જોવા જાય છે. આપણે શૃંગારી નાટક મંડળી સ્થાપી, તેમાં ઉઘાડા શૃંગાર રસના પ્રયોગો કરી બતાવીશું તો તે લોકેને માનીતા થઇ પડશે. મુંબઇમાં નિન્દ્ય શૃંગારની નિન્દા થાય છે. પણ અમદાવાદિયોને ભવાઇનો સહવાસ થઇ રહેલો હોય છે તેથી તેઓને પરકીયા નાયિકાને લગતા શૃંગારવિનાનું બધું લુખું લાગે છે.

**રણમલ**—ભાષાના કવિઓએ રસિકપ્રિયા આદિ ગ્રંથો રચ્યા છે તે બાદશાહી સમયથી માનીતા થઇ પડવાનું કારણ પરકીયા સંબંધી લખાણને લીધે છે. અમદાવાદ એ દિલ્હીના સુબા અને પાદશાહોની રાજધાની થઇ પડવાથી, ત્યાંના લોકો, રેલમ છેલા થતા શૃંગાર રસની લ્હેજત ચાખીને રસિયા બની ગયેલા છે, હું અમદાવાદમાં પેટના ગુજરાન માટે લાંબી મુદત રહ્યો છું તેથી મને અનુભવ થયો છે.

**જાબાલી વિરહો**—તમે શુદ્ધ ગૂજરાતી ભાષા બોલો છો, તેનું કારણ હવે મને સમજાયું. તમે પણ એક રસિલા જીવડા છો.

**રણમલ**—તમારો અમારો જોગ વધારે જામતો જાય છે તેનું કારણ એ જ છે કે, આપણી રસિક લાગણિયો એક સરખી જ છે. ફ્રાન્સની નાટકશાળાઓ જેવી, આપણે છૂપી નાટકશાળા સ્થાપિયે તો રસિક સ્થાયીપ્રેક્ષકો મળી આવશે.

**જાબાલી વિરહો**—અને એટલા માટે જ આપણે અમદાવાદમાં આપણો અખાડો પ્રથમ જમાવવો. મિસ બેલી જેવી બીજી ગોરી નટિયો મળી જાય તો રસ જમાવવાને ઠીક મઝા પડે; માટે તેવીની શોધમાં રહેજો, અને જેટલો પગાર આપવો પડે તેટલો આપવાને આનાકાની કરવી નહિ.

**રણમલ**—મને તમે પૂર્ણ પરવાનગી આપી દીધી છે એટલે હવે હું કેવી વ્યવસ્થા કરૂં છું તે જાણવાનો તમને જોગ આપીશ. અમદાવાદને માટે ત્રીશેક હજાર રૂપિયા ઇલાયદા આપશો તો હાલને માટે બસ થશે.

**જાબાલી વિરહો**—મુંબઇ માટે ૫૦) હજાર ઓછા છે એમ મને હવે લાગે છે પણ અમદાવાદમાં પ્હેડી સ્થાપો અને ત્યાંથી જોઇયે તેમ વધારે નાણાં હુંડી લખાવી મંગાવો તો અન્યોન્ય બંને ઠેકાણાની પ્હેડિયોની આંટ બંધાશે. અમદાવાદમાં સિલક વધારે રાખીશું પણ બધાનો આધાર તમે કેવી ગોઠવણ કરો છો તે ઉપર છે, માટે તમે સત્વર

ત્યાં જઇને પ્રારંભ કરો. તમે ૫૦) હજારની હુંડી જેને બીડી છે તે સારો આશામી હશે.

**રણમલ**—આજે જ હું રવાને થાઉ છુ. અમદાવામાં મારો જૂનો ઓળખિતો એક નફટલાલ કરીને નામીચો વેપારી છે તેને ઘેર ઉતારો રાખીને તેની સાથે મનસુબો બાંધીશ. ૫૦) હજારની હુંડી મેં એના ઉપર બીડી છે.

**જાબાલી વિરહો**—( ખૂબ હસતાં ) નામ નફટલાલ છે, તે, એને નફટવેડા કરતાં બહુ આવડતા હશે તેથી ઉપનામ પડયું હશે.

**રણમલ**—એની ફોઇને એ ન્હાનપણમાંથી બદતો નહિ તેથી એણે નફટલાલ નામ પાડી દીધું છે.

**જાબાલી વિરહો**—તમે કાંઇ કાચાપોચા નથી. જે કરશો તે વિચાર કરીને કરશો, એટલે, એ સંબંધી મારે કાંઇ કાળજી રાખવાની અગત્ય નથી.

**રણમલ**—નાણા આદિ બાબતોમાં હું અર્ધો ભાગિયો છું, એટલે, મારા આગવા કામ પ્રમાણે, આપણી હૈયારી સંસ્થાઓમાં મારે વર્ત્તવામાં મારો સ્વાર્થ રહેલો છે એ હું સારી રીતે સમજું છું, તો પછી, પોતાના–મારા સ્વારથની ખાતર પણ મારે કાળજી રાખવી જોઇયે.

**જાબાલી વિરહો**—મને લાગે છે એક લાખ રૂપિયાની સોના મ્હોરો હાલ તમારી સાથે લેતા જાઓ. લ્યો આ ભંડારની કૂંચી.

**રણમલ**—( કૂંચી લેતાં ) હું સોનૈયા લઇને આજે જ જમીને રવાને થઇશ.

——:o:——

# અમદાવાદી ગર્ભાંક.

## નફટના નફટવેડા.

### દશ્ય ૧ લું.

### સ્થળ,—અમદાવાદમાં નફટલાલનું ઘર.

નફટલાલ અને રણમલ રાણો.

**નફટલાલ**—તમે ઘણી મુદતે મળ્યા તેથી મને ઘણો હરખ થાય છે.

**રણમલ**—અમદાવાદ છોડ્યા પછી નાણું મેળવવા, ઘણે ઠેકાણે ફાંફાં માર્યાં. હવણું મારી પાસે નાણાંની સારી રકમ થઇ છે, તેથી અહિં તમારા ભાગમાં પ્હેડી ઉઘાડવાની ઇચ્છા થઇ છે, તેની વ્યવસ્થા તમારી પાસે કરાવવા અહિં આવ્યો છું. ૫૦) હજારની હુંડી એટલા માટે જ તમને બીડી હતી.

**નફટલાલ**—હવણું બાદલો માલ અમદાવાદમાં સારો બને છે. બનાવટી હીરા, માણેક, પાનાંના દાગીના એવા બને છે કે ખરાને ટક્કર મારે. અને મુંબઇ જેવા શહરમાં ખરાને ઠેકાણે ઠોકી બેસારવાને જરાપણ વાંધો આવે એમ નથી.

**રણમલ**—હવણાં અહિં ૧૫-૨૦ હજારનો માલ લઇને તમે મારી સાથે મુંબઇ ચાલો. ત્યાં આપણે સાચો માલ પણ રાખીશું, અને તમારા હસ્તે બાદલો માલ ખરીદાવી તે પણ વેચવાની ગોઠવણ કરીશું. સરાફની પ્હેડી સ્થાપીશું અને હુંડિયોની આપ લે કરીને દુકાનની આંટ વધારીશું.

**નફટલાલ**—આવી તમારી ગોઠવણ બહુ લાભકારી થશે. હું તમારો ભાગિયો થવાને ખુશી છું. મેં હવણાં જ ૨૦ હજારનો માલ તૈયાર કરાવ્યો છે, તેમાં, સોનાની સાંકળિયો, ઉતરિયો, મંગળસૂત્ર, તુશી અને હૈરાંનાં નાના પ્રકારનાં ઘરેણાં છે. અને તે બાદલો માલ છે એમ જણાવતાં છતાં પણ ઝપાટામાં

વેચાઇ જાય છે. પાંચગણા દામ સહજ હાથમાં આવે છે. માલનો ચળકાટ તો જુવો. (કાચના કબાટમાં ગોઠવેલો માલ બતાવે છે.)

**રણમલ**—હાલ તુરતમાં તમારો ૨૦ હજારનો માલ લઇને આપણે મુંબઇ જઇયે. (પોતાની ટ્રંક ઉઘાડીને સોનૈયાની એક ઠેલી તેના મોં આગળ ઠાલવે છે.)

**નફટલાલ**—(રાજી થતો) વાહરે! રણમલ શેઠ, આખી ટ્રંક મ્હોરોએ ભરેલી જણાય છે.

**રણમલ**—હાલમાં મારી પાસે એક લાખ રૂપિયાની મ્હોરો છે, તેટલી વેપારમાં રોકવી છે. એક હીરકમંડળ મુંબઇમાં સ્થાપવું છે, તે વિષેની ગોઠવણ ત્યાં જઇને કરવાની છે. વેપારમાં જેટલી રકમ રોકવી પડશે તેટલી રોકવાની મારી પાસે સોઇ છે. મારો એક ભાગિયો છે તે હવણાં બ્હાર ઉઘાડો પડતો નથી. એકાન્ત જગ્યામાં ધાર્મિક વૃત્તિ ગાળે છે. તેની પાસે મ્હોરોનો ઢગ છે. જેમ ખપ પડતો જશે તેમ હું તેની પાસે જઇને લઇ આવીશ.

**નફટલાલ**—આવો સમર્થ, અને તે સાથે વળી ધાર્મિક પુરૂષ કોણ છે?

**રણમલ**—હવણાં પ્રસિદ્ધ પડવાની તેની ઇચ્છા નથી. હું અને તે એ બે એક સ્વરૂપ, અંતર નવ ગણશો., અંતર નવ ગણશો. હીરક મંડળ થાતાં અમ ભેગા મળશો.

**નફટલાલ**—વાહરે! રણમલ શેઠ, તમે તો કવિ અને ગવઇયા પણ થયેલા જણાઓ છે!

**રણમલ**—તમને સાંભરતું નથી? વિસરી ગયા જણાઓ છો; આપણે ભવાઇ જોવા સંગાથે જતા, અને ભવાઇની ભૂંગળોના તાનમાં તલ્લીન થઇને હું નાચવા માંડતો અને તમે મારો હાથ ખેંચીને ખેસારી દેવાનો પ્રયત્ન કરતા હતા. તેનો તે રણમલ રણમાં મ્હાલનારો રણમલ રાણો છું.

નફટલાલ—(ખૂબ હસતાં) હા, હા, હા. હવે મને બરાબર સાંભરયું. હવણાં તો એ નાયકડા અને તેમના છોકરા ગાયનમાં વધારે કળા કરી બતાવે છે, નખરાં એવાં કરે છે કે તે જોઇને આપણે ખુશ ખુશ થઇ જઇયે. ડાહ્યાભાઇના વંડામાં આજે ભવાઇ થવાની છે. જો તમારી ઇચ્છા હોય તો આપણે જઇયે.

રણમલ—ભવાઇ જોવાની મારી પૂરી ઇચ્છા છે, કેમકે, પેલા છૂપા પુરૂષનો વિચાર અમદાવાદમાં નાટકશાળા બાંધવાનો છે, ને સાથે વળી, ચિત્રપટદર્શક (સિનેમા) દૃશ્યો ભરચક શૃંગાર ભરેલા બનાવવાની ગોઠવણ કરવાનો છે. અને તે જો ઉતાવળથી બંધાઇ જાય તો તેમાં સામેલ થવાને તે અમદાવાદમાં આવી રહેવાને રાજી છે.

નફટલાલ—એ મહાત્મા પુરૂષની ઇચ્છા પ્રમાણે અહિં આપણે તુરતમાં ગોઠવણ કરીશું. આજે આપણે વ્હેલું વાળુ કરીને વ્હેલા વંડામાં જઇ મોખરાની જગ્યાએ બેશિયે.

રણમલ—ચાલો ત્યારે આપણે રસોડામાં જઇયે.

(બંને જણા વાળુ કરવા જાય છે અને પરવારીને ભવાઇ જોવા રવાને થાય છે.)

## દશ્ય ૨ જું.

### સ્થળ, ડાહ્યાભાઇનો વંડો, ભવાઇ કરવાની જગ્યા.

#### કજોડાની કથા.

રણમલ—કજોડાની ભવાઇમાં નટડી અને નટડાનું જોડું આપણે જોયું, એ ભૂમિકાનાં બંને પાત્રો દેખાવડાં સારાં છે. નટડો ન્હાનો વર છે તેને નટડિયે કેડે બેસાડીને તેની તે મા હોય એવો ભાવ કરી બતાવવામાં હાસ્ય જનક ચેષ્ટાઓ ઘણી કરી બતાવી તે મ્હને તો હસવા જેવી રમુજી લાગી, પણ મુંબઇના પ્રેક્ષકોમાં કેટલાક ચાંપલા એવા છે કે એ ચેષ્ટાઓ નિન્દ્ય

શૃંગારી ગણી કુહાડે. નટડો બનેલો છોકરો પોતાની નટડી વહૂની છાતિયે ખ્હોચવાને નીસરણીનો ઉપયોગ કરતો તેને ~~બિભત્સ~~ હાવભાવમાં ગણી કુહાડે; પણ જુઓની અહિંના પ્રેક્ષકો તો એવાં નખરાં જોઇને બહુ પ્રસન્ન થતા આપણે જોયા.

**નફ્ફટલાલ**—માટે જ હું કહું છું કે, આપણે નાટકટોળી અહિં અમદાવાદમાં ઉભી કરિયે તો બહુ ફાવી જવાય એમ છે.

**રણમલ**—આ બે છોકરાને સારો પગાર આપવો કરીને આપણી સાથે જ મુંબઇ લઇ જવાની તમે ગોઠવણ કરજો. તેમ જ, આ ભવાઇયા પાંચ છે, અને બીજા પાંચ થઇને ૧૦ ને પણ સાથે લેવા. રૂપમાં સારા અને ગાવા બજાવામાં સારા કુશળ હોય એવાની પસંદગી આપણે કરીશું. એ લોકો આપણુને અમદાવાદમાં પણ ઉપયોગી થઇ પડશે.

**નફ્ફટલાલ**—જો આપણે અમદાવાદમાં નાટકશાળા બાંધવી હોય તો ડાહ્યાભાઇ જગાભાઇનો વંડો વેચવાનો છે એમ મેં સાંભળ્યું છે, તો તે ખરીદવાની ભાંજગડ ચલાવિયે.

**રણમલ**—ભલે ચલાવો. આંકડો નક્કી જાણ્યા પછી જગ્યાનો નકશો કરાવી લેવો. તે મુંબઇના શિલ્પ શાસ્ત્રીને (એનજિનિયર) બતાવીને નાટકશાળા કેવી બાંધવી તેનો નકશો આલેખાવીશું અને કેટલું ખર્ચ થશે તેનો અડસટ્ટો કરાવી આ એકંદર કેટલા રૂપિયા ખર્ચવા પડશે તે આપણે નક્કી કરાવીશું. પછી હું આપણા મુખ્ય શ્રીમાન શ્રીની પાસે જઇ તેમને નકશા આદિ બતાવીશ. તેઓ (નાટક) રૂપક અને સીનેમાનું અચ્છુ જ્ઞાન ધરાવે છે, તેથી જો ફેરફાર સૂચવશે તો તે ધ્યાનમાં રાખી ખર્ચની ઉચ્ચક રકમ લઇ આવીશ, ત્યાર પછી કામનો આરંભ કરાવવો. મુંબઇમાં પણ એમ જ કરવાની મને આજ્ઞા મળી ચૂકી છે.

**નફ્ફટલાલ**—હું બધી હકીકત સમજ્યો. મારે જે કરવાનું તે કરવા મંડી જાઉં છું.

રણમલ—હા એમ કરો.

નફટલાલ—આ ચાલ્યો.

(ધારણા પ્રમાણે કરવા જાય છે.)

---

## દશ્ય ૩ જું.

### સ્થળ નફટલાલનું ઘર.

રણમલ, નફટલાલ, અને ભવૈયાનું ટોળું.

રણમલ—આ બે છોકરાને નાચતાં આવડે છે ?

પ્હેલો નાયક—નાચે છે અને ગાય છે.
છોકરા ! તમે કેરબાનો નાચ કરો

(તેમને પગે ઘુઘરા બાંધે છે.)

છોકરા—કેરબો ગાય છે અને નાચે છે.

લીંબુ નીચે કાંન ખડા મેરી જાન,
લીંબુ નીચે કાંન ખડા મેરી જાન
છોટે છોટે લીંબુએ અધિક રસિલે
ચાખનવાલે પિયુ પરદેશ.
લીંબુ નીચે કાંન ખડા મેરી જાન.

બીજો નાયક—તમે એક ઠુમરી ગાઓ.

ત્રીજો નાયક—હું મરદંગ બજાવું છું. (વગાડે છે.)

ચોથો નાયક—ભૂંગળ વિના ભવાઇ નહિ. સાંભળો હું ભૂંગળ વગાડું છું. (વગાડે છે.)

પાંચમો નાયક—સરણાઇનો સોર કરવો એ તો મારા બાપની વધા છે. (શરણાઇ વગાડે છે.)

છઠ્ઠો નાયક—સારંગીમાં રાગ ઉતારવો એ તો મને જ આવડે છે. (સારંગી વગાડે છે.)

સાતમો નાયક—તબલાં ટીપવાં એમાં તો મારો આ પાંચ આંગળિયોનો પંજો કેવા ઝપાટા મારે છે તે જુવો, અને મારી આંગળિયોની ચપળતા તો ક્યાંય જોવામાં આવે એમ નથી.

આઠમો નાયક—તંબુરાના તાર બાંધવા, તોડવા અને તેનો ઝણુકાર કરવો એવું અટપટુ કામ તો હુંજ કરી શકું છું.

(તંબુરાની ગતો બજાવે છે.)

નવમો નાયક—મોરચંગ બજાવી મોરના જેવા ટૈકા તો હું જ કરી જાણું છું. આ પણુછીમાં ઘુઘરિયો ઘાલી છે તેનો ઘમઘમાટ કેવો કરવો તે મારા બાપાએ મને બતાવ્યું છે તેમ ધમધોકાર ઝણઝણાટ કરી ઘુમવું છું.

દશમો નાયક—સતારના તાર છંછેડીને રાગ મચાવવો અને કોઇ નાયકા તેના કુમળા ગળાથી ઝીણા સૂરે ગાતી હોય તેવા સૂર સતારમાં ઉતારવાનું અઘરૂં કામ આ બંદો સફાઇથી કરી જાણે છે. અલ્યા છોકરા, તું ગાનારી થા, જુવો સાંભળો (સતારના તાર છંછેડે છે. અને ગાયન આબાદ ઉતારે છે)

મુખ્ય નાયક—દશે જણાએ દશ કામ જૂદાં કરી બતાવ્યાં તે દરેકનાં ખાસ કામ છે, પણ એ દશે પરકાર દશે જણને સાંમટા આવડે છે.

નફટલાલ—(રણુમલપ્રતિ) બધાં વાજાં વગાડે અને ગાય એવા કુશળ નાયકોને પસંદ કરીને હું તમારી પાસે લાવ્યો છું.

મુખ્ય નાયક—અમારી હામટી ધૂમ મચાવિયે તો મુંબઇના નાટકવાળાને ક્યાંય વેગળા બેહાડિયે એવા અમે છિયે. (સર્વે સામટા બજાવવા મંડી જાય છે. અને એકં પછી એક ઇલાયદુ પણ ગાય છે.)

રણુમલ—આ દશે નાયકો અને આ છોકરા હું પસંદ કરૂં છું. એમનો પગારનો દર નક્કી કરીને એમની પાસેથી કરાર કરાવી લેવો કે આપણી પરવાનગી વિના એ આપણી મંડળીમાંથી નીકળી બીજે કહિં જઇ શકે નહિ.

મુખ્ય નાયક—અમને પેટપૂરતો પગાર આપશો તો અમે જ એ કરાર પાળવાને બંધાયલા છિયે.

રણમલ—ઠીક છે ત્યારે, પરમ દહાડે તમારે અમારી સાથે મુંબઇ આવવાને તૈયાર થઇને અહિં આવવું. જાઓ, હવે તમને રજા છે. (બધા જાય છે.)

નફટલાલ—આ એક મોટું કામ નક્કી થયું. કાલ સુધીમાં બીજી ગોઠવણ થઇ જશે.

રણમલ—એટલે પછી પરમ દહાડે મુંબઈ જવાને રેલ્વેનો એક ડબો આપણે માટે ઇલાયદો (રીઝર્વ) રખાવો.

(ગોઠવણ પ્રમાણે જાય છે.)

---

# મોહપુરીમાં ગર્ભાંક.

## हीरक मंडळनी स्थापना.

### દૃશ્ય ૧ લું.

### સ્થળ, મુંબઇ–ભવાની ભટ્ટની ભોજનશાળા.

રણમલ અને નફ્ટલાલ.

**રણમલ**—નફ્ટલાલ, તમે ભવાની ભટ્ટની ભોજન શાળામાં, તુરતને માટે રહેવાની ગોઠવણ કરી તે મને ઠીક ગોઠતી આવી. આ એક ખંડ ઇલાયદો આપણુને રૂહેવા માટે આપ્યો એમાં કોચ, ખુરશિયો, ટેબલ, અરીસા અને કપડાં મૂકવાને કબાટ શુદ્ધાન્તની સોઇ છે.

**નફ્ટલાલ**—આ રૂમનું રોજનું ભાડું બે રૂપિયા છે તે પ્રમાણે ભટ્ટે સોઇ કરી આપી છે.

**ભવાની ભટ્ટ**—(પ્રવેશ કરતાં) આ ફરનીચર ઉપરાન્ત આપને વધારે જોઇયે તો તે હું રજુ કરી દઇશ. આ મોહપુરીમાં મા ને બાપ એ મળી શકતાં નથી; બાકી જે જોઇયે તે મળી શકે છે. માતર કોથળીનું મ્હોં ખુલ્લું મૂકવું જોઇયે.

**નફ્ટલાલ**—ખિસ્સાં તર તો જગત મર.

**ભવાની**—પૈસા ખરચતાં પણ સારી ચીજો મળી શકતી નથી. ચેવટવાળા માણુસના હાથથી જ સારી સોઇ થઇ શકે છે. નફ્ટલાલ શેઠ, તમે જ્યારે મુંબઇ પધારો છો ત્યારે મારી ભોજનશાળા પાવન કરો છો. મુંબઇ શહુરમાં વીશિયોની ખોટ નથી. હલકી જાતનું અનાજ અને ડબકી મારતાં પણ દાળનો દાણો હાથમાં આવે નહિ એવુ દાળનું પાણી ઠેર ઠેર ખાવાને મળે છે. અમારી ભોજનશાળા તો તમારા જેવા શેઠિયા અને અમીર ઉમરાવોને માટે એક જ છે.

**રણમલ**—તમારૂં કહેવું ખરૂં છે. આ ખંડ મુકતાશવાળો અને સરસામાનથી ભરપૂર છે. પણ મારા જેવાને આળોટવાને અને આડાં પડવાને ગાદી તકિયાની સોઈ નથી એટલી ખામી છે.

**ભવાની**—( ખુબ હસતાં) મુંબઈમાં ગાદી તકિયા ઉપડી ગયા છે, અને તેને બદલે લાકડાંનો ફરનીચર સર્વેને ખપે છે. રૂમમાં ગાદીતકિયા મૂકિયે તો તે ફાશન ગણાય નહિ; તો પણ, હું તો આપના જેવા જૂના જમાનાવાળાને માટે એક રૂમ આવો પણ રાખું છું. આ રહ્યો.
(પાસેનો ખંડ ઉઘાડી બતાવે છે.)

**રણમલ**—અહો! આ રૂમ તો દુકાન જેવો ગાદી તકિયાની બેઠકનો એશ છે, આ રૂમ પણ અમારા કબજામાં રાખો.

**ભવાની**—આ આખા રૂમનું ભાડુ નિતના માતર બે રૂપિયા છે.

**નફટલાલ**—અમારી પાસે રૂપિયાનો સવાલ નથી. અમારા શેઠજીને આ રૂમ પસંદ પડ્યો તો બે રૂપિયા વધારે આપીશું.

**ભવાની**—બહુ સારૂં, લ્યો આ કૂંચી. હજી પણ જેની જરૂર જણાય તો તે રજુ કરી દઈશ. કહો નફટલાલજી, અમારે અહિંયાં ચાલુ રસોઇ ભાત, દાળ, રોટલી, ઓસામણ, કઢી અને બે શાક, રાયતુ કે ભરત, ચટણી, અથાણું એટલું હોય છે. પણ મિષ્ટાનનો ચારજ તમારા જેવા શેઠિયા માટે રોજનો પાંચ રૂપિયા છે. આજે તો શકનમાં કંસાર કરાવ્યો છે.

**રણમલ**—ભટજી, તમે તો મારૂં મન વરતી લીધું અને પૂછ્યા વિના કસાર કરાવ્યો એતો શકનિયાળનું કામ ખરેખરૂં કર્યુ.

**ભવાની**—વળી, આજનો દિવસ શુભ છે, અને શુભ ચોઘડિયામાં આપે પરવેશ કરચો છે તો તમારૂં ધારેલું કામ સિધ થશે. એવો મારા જેવા બાંમણનો આશરવાદ છે.

**નફટલાલ**—તમારા મ્હોમાં ગોળ.

ભવાની—(હસતો,) તમારા જેવા જજમાન મળ્યા એટલે અમારા મ્હોમાં ગોળ પડયો જ જાણવો. શેઠજી, તમે જાણોછો કે મુંબઈમાં તો થોડા દિવસ રોહો તો પણ આખા મહિનાનું ભાડુ લેવાય છે અને વળી તે અગાઉથી ચૂકાવવું પડે છે. મામાદેવીની સરાફની પ્હેડિયોની હારમાં મે પ્રથમથી વીશી રાખી હતી તે ઘર વેચી દેવાનું હોતાં મને અધવચ કુહાડયો ને અધૂરે મહિને પૂરૂં ભાડું ભરી લીધું.

રણમલ—એ ઘર વેચાયું કે હજી હવે વેચાવાનું છે?

ભવાની—વેચવાને માટે ઘરમાં ચૂનો દેવરાવવા માંડયો હતો અને જ્યાં રંગ દેવાના હતા ત્યાં તે કામ ચાલતું હતું. ઉપરનો ભપકો સારો ને માંહે પોલમપોલા, આવી વાત છે. ઘરનો ધણી ચીકણો છે વધારે મૂલ લેવાને વેચવાની ઉતાવળ કરે એવો નથી.

નફટલાલ—હું હવણાં જઈને તપાસ કરૂં છું.

રણમલ—જો ન વેચાયું હોય તો આપણે ખરીદી લેવું.

નફટલાલ—સરાફોની દુકાનોની હારમાં છે એટલે આપણે પ્હેડી માંડવાને ઠીક પડશે. (ભવાની પ્રતિ.) હું પાછો આવીશ ત્યારે તમારૂં ભાડુ ચૂકતે આપી દઈશ. આંકડો લખાવી રાખજો.

(બંને જાય છે.)

---

## દશ્ય ૨ જું.

સ્થળ, મામાદેવીના લતામાં સરાફ બજાર.

પાત્ર—નફટલાલ અને મદનસી મારવાડી, ચુનીલાલ અને ભાણજી.

નફટલાલ—(મારવાડીની દુકાન પાસે જઈને) ભવાનીભટની જેમાં વીશી હતી તે ઘર ક્યાં આગળ છે? આપ મારવાડી હો એમ જણાય છે.

મદનસી—હાં, મૈં મારવાડી હું. મેરી દુકાન કી લગોલગ જો ઘર હૈ વો વીશીથી. વો ઘર ઔર યે હમારી દુકાન કા માલિક એક હૈ. યે દોનો મકાન વેચને કે લિયે અભી તો સાફસુફ હોતે હે. જો યે ઘર લેનેકા બિચાર હોવે તો ચલો, માલિક એક દલાલ કો બતાને કે લિયે અભી ઘરમેં દાખલ હુવે હૈં.

નફટલાલ—ચલિયે અમારી સાથ તુમ્હેરી મુલાકાત કરાવે.

(બંને જણા ઘરમાં પ્રવેશ કરતાં.)

ચુનીલાલ—કેમ મદનસી, આ શેઠ કોણ છે?

નફટલાલ—હું અમદાવાદનો વેપારી છું. મેં સાંભળ્યું છે કે તમારે આ બે ઘર વેચવાનાં છે.

ચુનીલાલ—હા શેઠ; અમારે એ વેચવાનાં છે. આ ભાણજી, ઝવેરાતના દલાલ છે તેમની પાસે ઘરાક છે તેથી જોવા આવ્યા છે.

નફટલાલ—ભાણજીભાઇ તો શ્યામજી રામજી ઝવેરીના દલાલ છે એમ મેં જાણ્યું છે તે જ એ કે?

ભાણજી—હા જી તેજ હું. મારે હસ્તક ઘરાક છે તે, આ વીશી-વાળા ઘરના ૪૦ હજાર રૂપિયા આપવા કહે છે અને જોડેની મદનસીની દુકાનવાળા ઘરના ૩૦ હજાર રૂપિયા આપવા જણાવે છે.

ચુનીલાલ—હું બે ઘર એક લાખથી ઓછે વેચવાનો નથી. જો તમે તેટલામાં રાખવા ખુશી હો તો થાઓ તો કલ. કોકો હાથો. મારી તો એક જ વાત છે.

નફટલાલ—લાખના કાકા (ગુંજામાંથી ૫૦) હજારની હુંડી કહાડી આપે છે.) બાકી રૂ. ૫૦) હજાર ઘરાંનો કબજો લીધા પછી રોકડા આપીશ.

**ચુનીલાલ**—(હુંડી લેતાં વાંચી, તપાસી) આ હુંડીનાં નાણું હું વસુલ કરીશ. પુંજાભાઇ પરસોતમ મારી જાણીતા આશામી છે. એ અમારો આરતિયો છે! લ્યો કબજો હવણાં જ.

**નફટલાલ**—ભાણુજીભાઇ, તમે સાટાખત લખાવા વગેરેમાં મ્હને મદદ કરશો?

**ભાણુજી**—હું તો દલાલ છું. મારી દલાલી પાકે તો મારે વચમાં જહેવુંજ પડશે.

**નફટલાલ**—એક બાજુની તમારી દલાલી પાકી ચૂકી.

**મદનસી**—દુસરી બાજુ કી મેરી. તુમ કો મેં ઇધર લે આયા.

**ભાણુજી**—ભલે બીજી બાજુની મદનસીને આપજો.

(લખાવટ નક્કી થાય છે.)

---

## દશ્ય ૩ જું.

### સ્થળ-મદનસી મારવાડીની દુકાન.

પાત્ર, નફટલાલ, ભાણુજી અને મદનસી.

**નફટલાલ**—ભાણુજીભાઇ, હવણાંની પીઠ જોતાં એક લાખમાં બે ઘર આવ્યાં એમાં વવાવા જેવું કાંઇ થયું નથી, એમ મને લાગે છે.

**ભાણુજીભાઇ**—જરા પણ છેતરામણ થઇ નથી. તમે આ ઘરમાં શું કરવા ધાર્યું છે?

**નફટલાલ**—અમારે એક હીરકમંડળ સ્થાપીને સરાફની પ્હેડી ઉઘાડવાનો વિચાર છે. જૂદા જૂદા ધંધાના અને કોમના દયાનતદાર પુરૂષો તેમાં ભાગિયા તરીકે દાખલ કરીને જે ધંધામાં લાભ દેખીશું તે ધંધો ચલાવવાનો અમારો વિચાર છે. તમે ઝવેરાતની આપ લે કરો છો અને

દલાલ છે તેથી ઘણા વેપારીના સંબંધમાં આવો છો તો અમારા મુખ્ય શેઠ રણમલ રાણો છે તેમની ધ્યાનમાં આવશે તો તમને ભાગિયા કરવાની મારી ઇચ્છા થઇ છે.

ભાણુજી—તમારી હીરકમંડળીમાં ભાગીદાર થવાને મારી ઇચ્છા છે. હું વેપારમાં ઘણા પ્રકારે તમને ઉપયોગનો થઇ પડીશ. મદનસી શેઠ પણ ખુશીથી આપણા ભેગા ભળશે. એમની દયાનતદારી ઘણી સારી છે.

મદનસી—યે દુકાન મેં ૫૦ હજાર રૂપિયેકા માલ હૈ. સો તો મેરી મતા હે લેકિન તુમેરા મંડળમેં ભાગીદાર હોને કે લિયે મેરી રાજી હે. મારવાડી વેપારી મેં મેરી આંટ અચ્છી ચલ રહી હે.

નફટલાલ—આવતી કાલનો દિવસ ચોખ્ખો છે. ત્રીજુ ચોઘડિયું શુભ છે. માટે પ્હેડીની સ્થાપના કરવાનો વિચાર રણમલ શેઠની સાથે કરવાને તમે બંને જણા આવજો.

મદનસી—આપ મેરી દુકાનપર હો કે જાના. મેં તો મેરી મારવાડણકા તાબાકા ભરતાર હું, જીતના પાની વો પાય ઇતના પાની મેં પીનેવાળા હું, આપ મેરી ઠઠ્ઠા મત કરિયે.

ભાણુજી—મારે ઘેર તો એથી ઉલટું છે. હું જેટલું પાણી પાઉં તેટલું પાણી મારી પતિવ્રતા સ્ત્રી પિયે છે.

મદનસી—આપકી અક્કલ ઉસસે જ્યાદા હોગી, ઐસા આપકા ખ્યાલ મૈં આના હોગા. મૈં તો કબુલ કરતા હું કી મેરેસે મેરી મારવાડણ બડી જ્યાદા અક્કલબાજ હૈ. હેતમેં દેખો તો મૈં ઇસકા હૈયાકા હાર હું, લેકિન કોઇ પરઔરત મેરા હાટમેં આ જાય અને સોદામેં હસાહસ હો જાય તો મેરા ગાલ પર ઐસી થપ્પટ લગાવે કિં મેરા મુહ ફિર જાય.

ભાણુજી—મારી સ્ત્રીની આવું અપકૃત્ય કરવાની ઇચ્છા કદી થાય નહિ. ઉલટો હું એને થાપટ લગાવું તો મારા હાથને ઈજા થઇ હશે એમ સમજીને મારો હાથ પંપાળાવે.

નફટલાલ—આવી ડાહી સ્ત્રી આપણા મંડળને શોભા આપે એમ મને સમજાય છે. એ વિષે આપણે વિચાર કરીશું (મદનસી પ્રતિ) મદનશી શેઠ, અમે તમારી દુકાને આવીને તમને લઇને પ્હેડીમાં પેશીશું.

ભાણુજી—ત્રણ ટેખલ ને હુડમેખલ થાય માટે હું પ્રથમ પ્હેડીમાં પેસુ ત્યાર પછી તમે બે મારી પછવાડે આવજો.

નફટલાલ—હા, એમ જ કરીશું. (જાય છે.)

---

## દૃશ્ય ૪ થું.

### સ્થળ, હીરકમંડળની પ્હેડી.

રણુમલ, નફટલાલ, ભાણુજી દલાલ, મદનસી મારવાડી.

રણુમલ—હું મુલતાની છું એટલે, અમારા લોકની આપલેની ઘરાકી હું કરાવી શકું, એમ છે, વળી એક ધનાઢ્ય અને ધાર્મિક વૃત્તિવાળા શ્રીમાન પુરૂષ મારા ભાગિયા છે તેની ઇચ્છા પ્રમાણે આપણે આ હીરક મંડળ સ્થપાવ્યું છે તેથી આપણી પ્હેડીનું નામ હીરકમંડળની પ્હેડી હસ્તે રણુમલ ખિરજમલ સાણા રાખવામાં આવશે.

નફટલાલ—હું અમદાવાદી છું. ત્યાંનો મુખ્યત્વે કરીને સોના રૂપાનો અને હીરા ઝવેરનો બાહલો માલ તથા અમદાવાદી કાપડ વગેરે પોસાતો જે જે માલ જોઇશું તે મંગાવવા અને ત્યાં વેચવા જેવો ત્યાં મોકલવા આદિની વ્યવસ્થા મારે હસ્તક થશે. રણુમલ શેઠ મુખ્ય ભાગીદાર હોતાં એમની આજ્ઞામાં આપણે રહેવું જોઇશું.

ભાણજી—મુંબઇમાં ઝવેરાતનો માલ લેવો અને વેચવો વગેરેનું કામ મારા શીર ઉપર છે તે પ્રમાણે હું વહિવટ ચલાવીશ. હું વિખ્યાત સ્વર્ગસ્થ શ્યામજી રામજી ઝવેરીનો દલાલ હોવાથી મારી વિખ્યાતી અને આંટ મુંબઇ શહેરમાં જાણીતી છે તેનો પૂર્ણ ઉપયોગ કરીશ.

રણમલ—સ્ત્રિયોના બરના માલની ઘરાકી કરવા પ્રસિદ્ધ અને ધાર્મિક વૃત્તિવાળી એકાદ સ્ત્રીને આપણા હીરક મંડળમાં ભેળવવી પડશે, અને તે પણ, આપણા ભેગી ભાગિયણ ગણાશે.

નફટલાલ—આપણે એવું બૈરૂ ગોતવા જવું પડે એમ નથી. આપણા ભાગિયા ભાણજીભાઇનાં વહુ તમે કહ્યું એવાંજ ગુણવાળાં છે, કેમ ભાણજીભાઇ, આ વિષે તમારો શો અભિપ્રાય છે?

ભાણજી—મને તો રૂચતો વિચાર લાગે છે, પણ બૈરાંનું કાંમ છે માટે તે ધીરે ધીરે થઇ શકશે. મારી તો સોળે સોળ આના મરજી છે.

રણમલ—બનતી તાકીદથી તમારે તેને સમજાવીને આપણા મંડળમાં ભેળવવી. એથી તો આપણા મંડળમાં તમારા બે થશે તેથી તમને બેવડો લાભ થશે.

ભાણજી—મારે ગળે વાત ઉતરી છે. વળી મારી સ્ત્રી પતિવ્રતા છે તેથી મારી ઇચ્છાને અનુસરીને ચાલે એવી છે, એટલે એ ગોઠવણ હું કરી શકીશ.

અકનસી મારવાડી—હમેરા મારવાડી બેપારી બોત હે ઉસકો ચૈયે એસા માલ લાના ઔર બેકનેકા કામ હમ ઉઠા લેગા. મુઝકો ભી મેરી ઔરતકી બોત મદદ હે, વો ભી મુઝકો કામ લગેગી. હમેરી મારવાડી દુકાન કો ચૈયે એસા માલ ૫૦) હજાર રૂપિયાકા હમ હમેરે પદરકા રખેગા. ઔર હીરકમંડળકી

મ્હેડીકા ભાગીદાર તરીકે સામેલ લેને કે લિયે મેં બી તૈયાર હું.

રણમલ—ઠીક છે. નફટલાલ, સોગનનામાં કરવાં તે તૈયાર કરજો.

———

## દશ્ય ૫ મું.

### સ્થળ ભાણજી દલાલવાળું શ્યામજી રામજીનું ઘર અંક ૫૨૭ નું ભોંય તળિયું.

પાત્રો—ભાણજી દલાલ, રણમલ, અને નફટલાલ.

ભાણજી–તમે મારૂં નોતરૂં માન રાખી મારે ઘેર જમવાને પધાર્યા તેથી હું બહુ રાજી થયો.

રણમલ–આપણે ભાગિયા થયા એટલે ભાઇ થયા.

નફટલાલ–અરે ભાઇથી પણ ભાગિયા વધારે ગણાય છે. પણ હવે આવો વિવેક પડતો મૂકો, કામની વાત ચાલતી કરિયે જુવો આ પ્રતિજ્ઞાનો લેખ.

"હીરક મંડળના પ્રત્યેક ભાગિયાએ માંહોમાહે સ્નેહપૂર્વક વર્તવું. મંડળની સર્વ વાત છૂપી રાખવી. જો કોઇ કરારનો ભંગ કરે તો તેને દેહાન્ત દંડની શિક્ષા કરવાનો પ્રત્યેક સભાસદને હક છે. પ્રભુ માથે રાખી આ સોગન નામામાં મેં મારી રાજી ખુશીથી મારા હાથ અક્ષરે સહિ કરી છે તે મારે કબુલ મંજુર છે."

રણમલ–આ કરાર નામામાં સહિ કરવા પછી કોઇથી ખશી જવાશે નહિ. પ્રત્યેક ભાગીદારે ૫૦) હજાર રૂપિયા પોતાના ભાગના રજુ કરવા. મારા ધાર્મિક ભાગિયાના ભાગના ૫૦) હજાર અને મારા ૫૦) હજાર એમ એક લાખ રકમની નોટો લ્યો આ, રજુ કરૂં છું.

**નફ્ટલાલ**—(ગણી લેતાં) મારા ભાગના ૫૦) હજાર તેમાં ૨૦ હજારનો માલ મેં આણ્યો છે તે જતાં રૂા. ૩૦ હજાર લ્યો ભાણુજીભાઈ ગણી લ્યો.

**ભાણુજીભાઇ**—(ગણી લેતાં) મારા ભાગના ૫૦) હજાર હું રજુ કરૂં છું.

**રણમલ**—એક સદ્‌ગુણી સ્ત્રીને પણ દાખલ કરવાની છે.

**નફ્ટલાલ**—ભાણુજીભાઇનાં ધર્મ પત્ની ભગવતીબાઇ, નામ પ્રમાણે ભગવતી છે એમને આપણા મંડળમાં સામેલ થવાની વિનંતિ કરવી.

**ભાણુજીભાઇ**—હવણાં ઉતાવળથી એને દાખલ કરી, વાત જણાવવી ઠીક નથી. પછવાડેથી દાખલ કરી શકાશે. હવણાં તો તે અમારાં શેઠાણી ગુલાબબાઇ ઉપરને મજલે રહે છે તેમની પાસે ગઇ છે. શેઠાણીની પાસે એક ભણેલી મધુરી રહે છે તેની પાસે ગીતાજીના અર્થ શીખે છે. એ છોકરી છે તો ન્હાની પણ શ્યામજી રામજીની મ્હેડીનો બધો વહિવટ એ ચલાવે છે. આગળ ગુલાબમાં છોકરમત હતી પણ હવે તો સાધવી ધર્માત્મા સ્ત્રી બનીને ધર્મનાં કાર્ય કરે છે. આ ઘર ધર્માદા કરી દીધું છે અને હવે નાના પ્રકારનાં ધર્માચરણ કરે છે.

**રણમલ**—ગુલાબ શેઠાણી આપણા મંડળમાં ભળે તો આપણને બહુ પાંશરૂ પડે.

**ભાણુજીભાઇ**—જોજ્યો એવી વાત બીજાને કરતા, સૂરજ પચ્છમમાં ઉગે અને પૂર્વમાં આથમે તોય એ હવે ભળે એમ નથી.

**નફ્ટલાલ**—હવણાં આપણે બઇરાંની વાત પડતી મૂકો આગળ ઉપર જોઇ લેવાશે.

**ભાણુજીભાઇ**—ભાણાં પિરસાયાં છે ચાલો રસોડામાં.

(સર્વે જમીને મ્હેડી ઉપર જાય છે.)

---

## દશ્ય ૬ ઠું.

## સ્થળ—હીરક મંડળની મ્હેડી.

પાત્રો-રણમલ, નફટલાલ, ભાણજી દલાલ, મદનસી મારવાડી.

રણમલ—મદનસી, વાંચો આ સોગનનામું અમે પ્રત્યેકે પોતપોતાના સોગનામામાં સહિયો કરી છે અને દરેકના ભાગના રૂ. ૫૦) હજાર લેખે મજરે લઇ લીધા છે.

મદનસી મારવાડી—મુઝે સોગનનામા કબુલ મંજુર હૈ. મેરા હિસ્સા કે ૫૦) હજાર રૂપિયેકી નોટો અભી જા કે લે આતા હું ઔર હમારે મારવાડી બેપારિયે બોલાકે હાજર રખે હૈ વહ સબકો ઇધર લે આતે હું. (જાય છે.)

રણમલ—સરાફી રીતે હુંડિયોની આપલે કરવાને વેપારી અને દલાલો બધાને પાસેના ખંડમાં બેસાડ્યા છે.

નફટલાલ—હું તેઓને અહિં લઇ આવું છું.
(વેપારિયો અને દલાલો આવી ગાદી તકિયે બેસે છે.)

મદનસી મારવાડી—(મારવાડિયોને લઇ આવીને પ્રવેશ કરતાં) યે મેરા સોગનનામા ઔર લીજિયે યહ ૫૦) હજારકી પચાસ નોટેં.

રણમલ—(લે છે બધાને માનથી બેસાડે છે. વેપારિયો એક પછી એક બાંણી આપવા આવતાં નફટલાલ પ્રતિ) તમે નામવાર બાંણી રોકડવહિમાં જમે કરતા જાઓ.

નફટલાલ—(તેમ કરે છે.)

[હવે જે દલાલો હુંડિયોની આપલે નોંધાવે છે તે જૂદી જૂદી વહિયોમાં નોંધાવે છે. ઉમરેઠી મ્હોટા પડિયામાં ગોળ અને ધાણા રખાવી તૈયાર રાખેલા ગુમાસ્તાઓ લઇ આવી પ્રત્યેકના મ્હોં આગળ મૂકે છે. સર્વને હાર ગોટા અને પાનબીડાં અર્પણ કરવા રણમલ, ભાણજીભાઇ, મદનસી મારવાડી, અને નફટલાલ રોકાય છે.]

[ચાંદીની ઝગઝગાટ કરતી અત્તરદાની, ગુલાબદાની અને પાનબીડાંની અડાળિયો ગુમાસ્તા લઇને, વ્હેંચનાર ભાગી દારોની પાસે હાજર રહ્યા છે. દક્ષિણા લઇ આશીર્વાદ દેવા બ્રાહ્મણો હાજર હતા તે પ્રત્યેકને રૂપિયો રૂપિયો દક્ષિણા વ્હેંચવામાં આવે છે. આ સર્વ વિધિ થયા પછી ૧૦ ગુમાસ્તાને શાળ પાઘડી અપાય છે. આ પ્રમાણે પ્હેડીની સ્થાપના કરી રહ્યા પછી, સર્વે, જયગોપાળ કરતા વિખરાઇ જાય છે.

રણુમલ—પ્હેડીની સ્થાપનાનો વિધિ રૂડે પ્રકારે પૂર્ણ થયો નાના પ્રકારનો માલ ખરીદવામાં અને જેમાં લાભ થવાનો સંભવ લાગે તે વેપાર કરવાનું કામ કરવાની ગોઠવણ ભાણજીભાઇ તમે અને નકટલાલ મળીને કરજો. આપણે ઘણા રૂપિયાની હજી અગત્ય પડશે તે લેવાને મારા શ્રીમાન અને ધાર્મિક મહાત્મા પાસે આવતી કાલે હું રવાનો થઇશ અને અઠવાડિયામાં પાછો આવીશ. દરમ્યાન નકટલાલ તમારે સાવધાનીથી મારી ગેરહાજરીમાં કામ કરવું.

નકટલાલ—આપણે ઘણાં નાણાં રોકવાં પડશે માટે રણુમલજી શેઠ આપની ધારણા યોગ્ય છે પણ પાછા વ્હેલા પધારજો

———

# अंक २ जो.

## રણમલનું રમખાણ.

### દૃશ્ય ૧ લું.

**સ્થળ—મોહપુરીનું રેલ્વે સ્ટેશન.**

વેષધારી મધુર—અને પોલિસ કમિશનર.

**મધુર**—(ટ્રેન ઉભી રહેતાં એકદમ ગાડીમાંથી ઉતરી પડીને પોલીસ કમિશનર પ્રતિ)

સલામ સાહેબ, બીજા વર્ગના આ ડબામાં પેલો દાઢીવાળો માણસ રણમલ છે. એની સાથેનો બધો સામાન પોલિસ હવાલતમાં રાખી લ્યો અને એને પકડીને વેટિંગ રૂમમાં જાપ્તાથી રખાવો.

**પોલિસ કમિશનર**—તુમ લોટ આતે હો વે તાર હમકોં મિલ ઉસસે અગાઉ તુમ્હેરા કાગજ મુઝે પાયા થા, ઉસ્સે આમદ શેઠ બાબતકી સબ કેફિયત રોશન હો ગઇ થી, તોબાહ, આમદ બડા બદમાશ.

**મધુર**—આમદ શેઠ પકડાતો નથી તેથી હું દિલગીર છું. એ તો ખરેખરો આપણા માથાનો મળ્યો. એણે એને ઘેર લખેલા કાગળ ઉપર મુંબઇની છાપ છે; તેથી મારે મેમણવાડામાં એના નવા માળામાં જઇ તપાસ કરવાનો છે.

**પો. કમિશન**—કુછ ફિકર મત રખો, ધીરે ધીરે સબ હો જાયગા; ચલો અબ રણમલ મિલ ગયા એ અચ્છી બાત હુઇ હૈ (તેના ડબા આગળ જઇ તેને કાંડે પકડી ઉતારે છે, ટ્રંકો વગેરે તેનો સઘળો સામાન વેટિંગ રૂમમાં લવરાવી જાય છે.)

**મધુર**—(ઉતારૂમાંથી પાંચ જણાને પાસે રાખીને ટ્રંકો ઉઘાડી સામાન તપાસે છે, તેથાંથી ૨૫ હજાર સોનૈયા હાથ લાગે છે. શરીરનો ઝાડો લેતાં લાલચંદ અમુલખ પારેખનો હીરાને

હાર રણમલની ડોકમાંથી કહાડી લઇ કબજે કરે છે. જણુસોની ફેરિસ્ત કરાવી પંચ નામું લખી લેવામાં આવે છે.) સાહેબ મારે કરવાનું હતું તે મેં પુરૂં કર્યું.

પો. કમિશનર—જુબાનિયે વગેરે તપાસણી હો ગઇ, તબ અબ તો યે રણમલકો બડી જેલમેં ઇલાહદી કોટડીમેં ડાલકે બંદોબસ્ત રખવાતા હું.

(બધી વ્યવસ્થા કરી રણમલને જેલમાં પૂરવા લઇ જાય છે.)

મધુર—આમદ શેઠે લીધેલું નવું ઘર મેમણવાડામાં છે ત્યાં તે આવ્યો છે કે નહિ તેની તપાસ કરવા હું ૬ પોલિસ સિપાઇ લઇને જાઉં છું.

પો. કમિશનર—ઠીક હૈ, એ ૬ સિપાઇ તુમેરી સાથ લે જાઓ. ઔર યે બદમાશ મિલે તો પકડ લો.

મધુર—સલામ સાહેબ, હું જાઉં છું. (૬ સિપાઇયો લઇ જાય છે.)

---

## દૃશ્ય ૨ જું

### સ્થળ–મોહપુરીનું માધ્યમિક કારાગૃહ.

દરોગો અને રણમલ.

દરોગો—(ખાવાનું લઇ, રણમલની કોટડીનું તાળું ઉઘાડી દાખલ થતાં.) તારા ઉપર મારે દેખરેખ રાખવી એવો પોલિસનો ખાસ હુકમ છે. પેલો માણસ તારૂં ભાણું લાવી મૂકી ગયો, હવે તું ખાઇ લે.

રણમલ—(બહુ ભૂખ્યો હતો તેથી ખાવાનું શિરૂ કરતાં.) ભાઇ દરોગા સાહેબ, વિનાપરાધે, મારા ઉપર પોલીસ જુલમ કરે છે. મારી પાસેની સર્વ મિલ્કત હરી લેવાને તુતંગ ઉભું

કર્યું છે. મારી પાસે ઘણા કિંમતી બે હાર હતા તેમાંથી એક મારી ડોકમાંથી ક્હાડી લીધો.

દરોગો—બીજા હારનું શું થયું ?

રણમલ—બીજો હાર મેં વધારે કીંમતી હતો તે અપદ્વારમાં ખોશી ઘાલ્યો તે મારી પાસે આ રહયો (તેને બતાવે છે) આ હાર મૂળ ૮૫) હજારનો એક લાખે વેચવાને અમને આપેલો. હું તમારા ઉપર વિશ્વાસ મૂકી, પ્રભુને વચ્ચે રાખી, આ હાર તમને આપું છું. તે વેચાતાં, એમાંથી ૫) હજાર રૂપિયા તમે રાખજો. અને બાકીના હું છુટું ત્યારે મને આપજો. તેના બદલામાં અમારૂં પ્રતિષ્ઠા પામેલું હીરકમંડળ છે તેના સભ્ય પુરૂષો ભાણુજી, અને નફ્ટલાલ આ મ્હોટા કેદખાનામાં પૂર્યા છે તેઓની સાથે મને મેળવવો એટલું હાલ તમારે કરવાનું છે.

દરોગો—હા, એ બે બદમાશ કેદિયો આ કેદખાનામાં છે. અને તેઓના ઉપર પણ મારે ખાસ દેખરેખ રાખવી પડે છે જો તમારે તેમને મળવું હોય તો પાંચ હજારે પતશે નહિ દશ હજાર કબુલ કરો તો એ જોખમ મારે માથે વ્હોરૂં.

રણમલ—દશ હજારની રકમ તો મ્હોટી છે પણ તમારી ઇચ્છા એમ છે તો દશ હજાર રાખજો ને વેચાણમાંથી બાકીના મને આપજો.

દરોગો—(સ્વગત) વેચાશે ત્યારે વાત છે. હવણાં આપણને આવો કિમતી હાર મળે છે તો શું કરવાને જતો કરવો ? (હાર લેતાં) હું મારે માથે જોખમ વ્હોરી લઉં છું તેના પ્રમાણમાં દશ હજાર કશા લેખામાં નથી. (માણસ આવી ઉચ્છિષ્ટ ભાણું ઉપાડી જાય છે.)

હવે અહિં બીજા કોઇ આવે એમ નથી. ભાણુજીને અને નફ્ટલાલને મળવાને મારી પછવાડે (આવો. બન્નેને ભોંયરાને માર્ગે લઇ જાય છે. અને એક પછી એક સાથે મેળવે છે.)

રણમલ—અમે વાતો કરી લઇયે એટલી વાર દરોગાજી આપ ચોકીદાર આગળ ઉભા રહો.

દરોગો—હા હું એમજ કરૂં છું. (જાય છે.)

ભાણજી અને નફટલાલ પ્રવેશ કરે છે.

રણમલ—પ્હેલા વર્ગના ડબામાં વેષધારી મધુર બેઠો હતો તેની પાસેના બીજા વર્ગના ડબામાં હું બેઠો હતો ત્યાં મારા ડબામાં આવી વેગળે બેઠો અને મુંબઇનું સ્ટેશન આવ્યું ત્યાં. મને નાણાની ટૂંકો સહિત મધુરે પકડાવ્યો છે. આ અચાનક બનાવ બન્યો.

નફટલાલ—તમારા વિરૂદ્ધ સજ્જડ પૂરાવા ભેગા થયા છે.

ભાણજી—તેથી તમને તો ફાંસીની શિક્ષા કરશે.

રણમલ—હું તમને છોડાવા મુનિ પાસેથી આવ્યો ને મને સ્ટેશન ઉપર જ ઘેરી લીધો. દરોગાની દેખરેખ નીચે આજ મને આ કોટડીમાં પૂરી તાળુ દઇ રાખ્યું છે. આવતી કાલે મારા ઉપર કામ ચલાવશે.

નફટલાલ—અને ઉતાવળથી કામ ચલાવી તમનેઃ-

ભાણજી—લાગલા જ ફાંસી દઈ દેશે.

રણમલ—તો આપણે હવણાં જ કાંઇ ઉપાય કરિયે. દરોગાને દશ-હજાર રૂપિયા લાંચના પૈઠા છે ત્યારે તમને મેળવ્યા છે. પાના-ચંદ પારેખવાળો હાર મેં છૂપાવેલો દરોગાને વેચવા આપ્યો છે.

નફટલાલ—ત્યારે તો દરોગો આપણો વેચાણ થઇ ચૂકયો છે.

રણમલ—મને એમ સુઝે છે કે, એની સાથે મસલત કરીને આખુ કેદખાનું બાળી નાંખી આપણે દોડમદોડામાં નાશી જઇયે.

**ભાણુજી**—એવડું મોટું સાહસ કરવામાં મ્હોટો ભવાડો થશે. માટે રાતોરાત આપણને કેદખાનામાંથી રવાને થઇ જવા દે તો ઠીક પડે.

**રણુમલ**—એમ કરવામાં દરોગો આફતમાં આવી પડે માટે એવા જોખમમાં તે પડે નહિ.

**દરોગો**—(દોડતો આવી) ઉપર કાંઈ ગડબડાટ થતો હોય એમ સંભળાય છે માટે તમે પોતપોતાને ઠેકાણે થઇ જાઓ.

**રણુમલ**—દરોગાજી, હું એમ સૂચવું છું કે, આખું કેદખાનું સળગાવી દઇયે અને તેની ધંમમધંધામાં અમને તમે નાશી જવા દો તો તમારે માથે અમારા વિષેની જવાબદારી રહે નહિ માટે જો તમારા ધ્યાનમાં મારી વાત ઉતરતી હોય તો તમે છૂપી રીતે દારૂ લાવીને આ ભોંયરામાં નાંખી સળગાવી દ્યો તો સુરંગ ફૂટતાં આખી ઇમારત તૂટી પડશે.

**દરોગો**—(સ્વગત) આ ઠીક યોજના છે. આપણે માથે જવાબદારી રહે નહિ (ચાસન) દારૂ લાવવાની ગોઠવણ હું કરીશ, તે સાથે કેરોસીન તેલના ડબા હું આજે જ કંત્રાકટર મારફત મંગાવનાર છું એ સળગતાં ફાટશે ને ઇમારત તૂટતાં વાર નહિ લાગે.

**રણુમલ**—ત્યારે તો અમને અહિં ભેગા રહેવા દ્યો ભોંયરાના દ્વાર પાસે જ આ કોટડી છે તેથી અમને ભેગા નાશી જવાને ફાવશે. અમારા ચાકર રામા ઘાટીને અમારા ભેગો મૂકી જાઓ.

**દરોગો**—(પાસેની કોટડીમાં રામો છે તેને ભેગો કરે છે.) તમે અહિંજ ભેગા રહો હું જઇને બધી તૈયારી કરૂં છું. (જતાં જતાં સ્વગત) આ કોટડીને તાળું પૂરી ચારેને ભેગા ભસ્મીભૂત થવા દઇશ એટલે આખો હીરાનો હાર આપણને પચશે અને એ વિષેની પછવાડે વાત કરનાર કોઇ રહેશે નહિ.

**રણુમલ**—(દરોગો ગયા પછી) મુનિયે ગુલાબની વાત પડતી મૂકી હોત તો આપણી આ વલે થાત નહિ.

ભાણજી—એ તો જોગમાયા જેવી બની ગઇ છે.

રણમલ—મેં એને ઘણુંએ સમજાવ્યું પણ માન્યુ નહિ મુનિને હવે નાશી છુટવું પડશે.

નફટલાલ—એ બધી વાત માંડીને વિગતથી કહો હવણાં આપણને કાંઇ ફિકર રાખવાનું કારણ નથી.

રણમલ—(માંડીને બધી વાત કહે છે.)

## દ્રશ્ય ૩ જું.

### સ્થળ—મુખ્ય કેદખાનું

### રસોડાનો ઉપરી અને દરોગો.

દરોગો—આ કોલસાની ગુણો તમારા રસોડામાં ખડકી રાખો. એમાંથી જોઇયે તેમ વાપરજો. દીવાબત્તી માટે આ કેરોસિન તેલનાં પીપ છે. તે પણ ગોઠવી રાખો. શાકને માટે તેલ નથી તો દશેક ડબા કંટ્રાકટર આજે જ તમને આપી જાય એવો હું તેને હુકમ આપીશ.

રસોડાનો ઉપરી—રવિવારે કેદિયોને ખાવામાં ઘી અપાય છે તે થઇ રહ્યું છે માટે ભેગે ભેગા ઘીના દશેક ડબા અપાવો તો પછી મારે કાંઇ માગવાનું રહેશે નહિ.

દરોગો—એ પણ તેં ઠીક સંભાર્યું ઘીના ડબા દશ તને મળશે.

ભાણાં પીરસનાર પોલીસ ચાર—(પ્રવેશ કરતાં) આ તમે સામટો માલ મંગાવ્યો તે ઠીક કર્યું. મને પણ હવે અડચણ નહિ પડે.

(ઓફીસમાં જઇ કંટ્રાકટરને બોલાવી રસોડામાં રસોઇયાએ માગેલી ચીજો પ્હોંચાડી દેવાની વરધી આપે છે.)

કંટ્રાકટર—હવે ડબામાં તેલ ને ઘી આવતું નથી પણ કુપ્પામાં આવે છે તેથી મેં મારી કેદખાનાની વખારમાં પચીસ કુપ્પાં

તેલનાં અને પચીસ ઘીનાં આણી રાખ્યાં છે તેમાંથી ડબાને બદલે કુલ્લાં મ્હોંચાડી દઉં છું.

દરોગો—મારી આફિસમાં, અને વણાટના ઓરડા વગેરે ઠેકાણે, જયાં જયાં કેરોસિન તેલ બાળવામાં આવે છે તેને માટે મેં તપાસ કરી તો તેના ડબા જોવામાં આવ્યા નહિ.

કંટ્રાકટર—કેરોસિન તેલના દીવા માટે પચીસ પીપ હુવણાં જ મેં લાવીને વખારમાં મૂકાવ્યાં છે.

દરોગો—ચાલો ત્યારે, એ બધો સામાન તમારી વખારમાં રાખેલો મને બતાવો.

કંટ્રાકટર—(તેને વખારમાં લઇ જઇને બતાવે છે, અને રસોડામાં ઘી, તેલનાં પીપ મોકલાવી દે છે.

દરોગો—આ બીજાં પીપ શાનાં છે?

કંટ્રાકટર—ભાગોળિયા તલાવનું ભોંયતળિયું પથ્થરનું છે તે ફોડવાને ઇજનેર સાહેબે મારી પાસે બારૂતનાં પચાસ પીપ મંગાવ્યાં છે. અહિંથી ૨૦૦) કેદિયો આરબોના પ્હેરામાં ત્યાં કામ કરવા જાય છે તે એ પચાસે પીપ ગબડાવતા ત્યાં લઇ જશે.

દરોગો—કેદખાનાની વખારમાં આવા દાહ્ય પદાર્થો સંખ્યાબંધ રાખવા એ જોખમભરેલું છે. જેમ જોઇયે તેમ માલ તમારે મંગાવીને રાખવો જોઇયે.

કંટ્રાકટર—ગલ્લાબંધ માલ ખરીદવામાં ભાવમાં સગવડ થઇ પડે છે માટે મારે માલ અહિં ભરી રાખવો પડે છે. બીજે કહિં રાખું તો વખારનું ભાડું આપવું પડે.

દરોગો—આ બારૂતનાં પીપ તો કાલે સામટાં ઉપડાવી જજો અહિં વધારે વાર રાખશો નહિ.

કંટ્રાકટર—બહુ સારૂં. પણ સાહેબ, મારા છ માસના બીલના રૂપિયા પચીસ હજાર મને હજી લગણ મળ્યા નથી તેથી વ્યાજખાધ ભોગવવી પડે છે.

દરોગો—એમ છે તો પચીસ હજારની પ્હોંચ હવણાં મને લખી આપો, કાલે હું તમને તમારૂં આખું બીલ ચૂકાવી આપીશ.

કંટ્રાકટર—(પોતાનો આખો આંકડો રજુ કરી તે ઉપર ટીકીટ ચ્હોડી ભરપાઇ થયાની સહિ કરી આપે છે.) કાલે તો આ આંકડાનો ચૂકાદો થવો જોઇયે.

દરોગો—ટેબલના ખાનામાં આંકડાનો કાગળ મૂકી ખાનું બંધ કરે છે.) સવારમાં દસ વાગ્યાની અંદર તમે મારી પાસે આવી નોટો લઇ જજો. હજાર હજારની પચાસ નોટો તમને મળશે.

કંટ્રાકટર—આ મ્હેરબાનીને લીધે હું તમારો આભાર માનુ છું.

(સલામ કરી જાય છે.)

દરોગો—(સ્વગત) અજાયબ જેવી વાત છે કે આખુ કેદખાનું જળાવી મૂકવાને જોઇયે તે કરતાં પણ વધારે સામગ્રી આવી મળી છે. ખોદાને એમ જ કરવું હશે. કંટ્રાકટરની ૨૫) હજાર રૂપિયાની પ્હોંચ આપણી પાસે રહેશે અને નોટો તો આફિસ સળગી ઉઠતાં બળી ગઇ એમ ઠરી શકશે, એટલે, પચીસ હજાર આપણા પેટમાં પચી જશે. અને પેલો હીરાનો હાર તો આપણો જ છે. રણમલ, નફટલાલ, અને ભાણજીની કોટડી આગળ દાહ્ય પદાર્થો ગોઠવાવી દઉં અને તેમને કહું કે તમે કોટડીમાંથી નીકળો કે દીવાશળીની આખી પેટી સળગાવીને તેમાં નાંખી નાશી જજો, પણ આપણે તો એમને નસાડવા નથી. એની એ કોટડીમાં ભસ્મીભૂત કરવા છે. કોટડીનું સરિયાની જાળીનું બારણુ બંધ કરી તાળું દઇ દઇશું, એટલે, ત્રણે જણા કોટડીમાં જ બળીને ભસ્મ થઇ જશે.

પેલી કેદણ રંગીલી ઘરેણાં કરાવાની હઠ લઈ બેઠી છે તેને કેદખાનામાંથી આજે રાત્રે મારે ઘેર મૂકી આવીશ અને બીજે દહાડે એના ગળામાં હીરાનો હાર સોહાવીશ એટલે એ પણ ખુશખુશ થઇ જશે.

[કેદિયો પાસે જઇ, તેમને સમજણ પાડી, કોટડીના બારણા આગળ દાહ્ય પદાર્થો ગોઠવાવી, કોટડી બંધ કરી જાય છે; અને ધારણા પ્રમાણે, સુરંગ ફૂટે એમ, બધી વ્યવસ્થા કરી રહ્યા પછી, રાત્રના બે વાગતાં આખી જેલની પાયમાલી કરી નાંખે છે. રણમલ, ભાણજી અને નફટલાલ એકબીજાની કોટે બાઝીને બળીને રાખ થઇ જાય છે. ઘણાખરા બીજા કેદિયો બળતામાંથી નાશી જાય છે. આખું કેદખાનું ખાલી થઇ જાય છે. દરોગા સાહેબ પોતાની યુક્તિમાં ફાવી જાય છે, અને પોલિસ કમિશનર અને મધુર આવે છે તેને બળી ગયેલું કેદખાનું બતાવે છે]

[તેઓ આશ્ચર્ય ચકિત થાય છે. કોટડીમાં રણમલ બળી ગયો એમ ખાતરી થાય છે. નફટલાલ અને ભાણજી નાશી ગયા કે બળી મુવા એ વાત સંશયભરેલી તેમને મન થઇ પડે છે.]

[દરોગાભાઇ હવણાં તો રંગીલી સાથે રંગમાં રોળાયા અમન ચમન કરે છે. પછવાડેથી પ્રભુ શું કરશે તે જગતને જોવાનું બાકી રૂહે છે.]

---

## દૃશ્ય ૪ થું.

### સ્થળ પોલીસ કમિશનરની કચેરી.

### મધુર અને પોલિસ કમિશનર.

મધુર—સલામ સાહેબ આ પોપટ પાનાચંદ પારેખ, અને રંગીલી રંડીને રજુ કરૂં છું. એમની જુબાની મેં લખી લીધી છે.

**પોપટ**—મેં લખાવ્યું છે કે હીરાનો હાર રંગીલી રંડીને વેચવાને મારી નામીચી દુકાન હોતાં મારી પાસે આવી. મારો હાર મેં ઓલખ્યો, એટલે લાગલો જ હું મધુરભાઇ પાસે એને લઇ ગયો. બોલ રંગીલી રંડી ખરી વાત કે?

**રંગીલી**—ખરી વાત છે. પણ એ હાર તો મને કેદખાનાના દરોગા સાહેબે આપ્યો હતો.

**પોલીસ કમિશનર**—તુઝે કિસ ગુનાહ કે લિયે કેદ કી થી?

**રંગીલી**—પથ્થરલાલ નામના નાટક ટોળીના ઉપરિયે મને રાખી હતી, તેણે બીજી બાયડિયો સાથે લાગટાં કરવા માંડયાં, તેથી મને અદેખાઇ આવી એટલે મેં એના ચ્હાના પ્યાલામાં સોમલ નાંખીને મારી નાખ્યો. એ કામમાં મને ૧૨ વરસની સજા કરીને મને કેદમાં પૂરી.

**પોલીસ કમિશનર**—જદ તો પથ્થરલાલકી પાસ વિરહા કરકે એક નટ થા ઉસકો ભી તું પિછાનતી હોગી.

**રંગીલી**—હા સાહાબ, એણે જ પથ્થરલાલ સાથે મારૂં લાગટું કરાવ્યું હતું.

**પોલીસ કમિશનર**—ફિર કેદખાને મેં ક્યા તમાશા ભયા?

**રંગીલી**—મને જેવી ત્યાં પૂરી કે દરોગા સાહાબ મને જોઇ મારા ઉપર મોહી પડયા, પછી મારી પૂઠે થઇ લાગ્યા, અને એમણે પોતાની કચેરીમાં ઝાડુ કહાડવા મને રાખી, ત્યારથી, મને ફસાવવા મારી ખુશામત કરવા લાગ્યા. મેં જાણ્યું કે કેદખાનામાં આપણે બાર વરસ કહાડવાં છે તો દરોગા ભાઇની સાથે વળગાટ કરવાથી ચેનબાજી ઉડાવીશું. મુવો દેખાવડો અને નખરાબાજ હતો, અને આપણે પણ તેવાં જ એટલે જોડેજોડું બંધબેસતું આવી ગયું. એ મારી સાથે લપટાઇ પડયો એટલે હું એની સાથે માછલી પેઠે એની જાલમાં સપડાઇ પડી.

**પો० કમિશનર**—જદ ટંટા કિસ તહરહસે ભયા?

**રંગીલી**—પ્રથમ તો નવેનવું લાગટું હતું તેથી બંનેની લગન ખુબ લાગી રહી, પણ પછી, એક નવી લટકાળી, મારી પેઠે લટકામાં ફરેલી કૂડુ કરવાથી કેદવાસી થઇ. તેને જોતાં અમારા દરોગા ભાઇ-અરે ભૂલી સાહાબ-ઘરદાસી કરવાના ફંદમાં ફાવી ગયા એટલે મારાં માન માઠાં થઇ પડયાં. લટકાળીની શીખવણી થઇ એટલે હીરાનો હાર પાછો માગ્યો, હું છાની કેદખાનામાંથી છટકી ગઇ.

**પો० કમિશનર**—દારપર પોલિસ ચોકીદારને તુઝે અટકાયત ના કી?

**રંગીલી**—દરોગા સાહાબ મને પોતાની ગાડીમાં બેસારીને રાતરે નાટકશાળામાં નાટકની મજાહ જોવા લઇ જતા હતા, અને કોઇ વાર હું એકલી બપોરે થતા ખેલ જોવા પણ જતી હતી તે પોલિસ નાયક પણ જાણુતા, તો પછી, ખરે બપોરે ઉઘાડે છોગે ચાલી જવાને મારે કશો વાંધો ન હતો.

**પો० કમિશનર**—તેને સચ બાત સુનાઇ, જદ તું દુપેરે વાંસે નીકળ કે ચલી ગઇ?

**રંગીલી**—હાં સાહાબ, હીરાનો હાર તો મારી કોટમાં સોહાવેલો હતો તે વેચી નાંખવા ઝવેરી કયાં રહે છે એમ પૂછતાં કોઇચે મને પોપટ પાનાચંદનું ઘર બતાવ્યું, તેને મેં હીરાનો હાર આપ્યો. તે જોતાં વાત જ તેઓ મને પેલા મધુરજી પાસે લઇ હાલ્યા, મધુરજિયે મારી જબાની લખી લીધી ને અમને આપની કચારીમાં હાંકી લાવ્યા.

**મધુર**—આટલા મામલા ઉપરથી હું આ દરકારિયોને લઇને સ્ટેશન (ફોજદારી અધિકારી) મેજીસ્ટ્રેટ પાસે લઇ જઇ કેદખાનાના દરોગાને પકડવાનું વારંટ કઢાવી મુકદમો ચલાવવાની આપની પરવાનગી માગું છું.

પો૦ કમિશનર—ઐસાજ કરના મુનાસિબ હૈં મૈં પરવાનગી ફરમાતા હું—ઓર મૈં ભી ઇસ દરમ્યાન વાં ચલ આયગા.

મધુર—સલામ સ્હાબ (સિપાઇની પાર્ટી સહિત દરકારિયોને લઇ જતાં) આપે ત્યાં ખસુસ પધારવું. આ મુકદમામાંથી ઘણાં ફણગાં ફૂટવાનો સંબંધ છે. આપણુને ઉપયોગી થઇ પડે એવી બીજી ઘણી હકિકત નીકળી આવશે. (જાય છે.)

---

## દ્રશ્ય ૫ મું.

### રેલ્વે સ્ટેશનના મેજેસ્ટ્રેટની કચેરી.

મધુર, મેજીસ્ટ્રેટ, પોપટ પારેખ, રંગીલી, પોલિસ કમિશનર.

મધુર—જસ્ટિસ ઓફ ધ પીસ અને માનદ મેજિસ્ટ્રેટના અધિકારની રૂઇથી આ મુકદ્દમાના દરકારિયોની મારી લીધેલી જુબાનિયો તેમણે કબુલ રાખી તે ઉપરથી આપે કહાડેલા વોરંટના આધારથી પકડાઇ આણેલા આ મિસ્ટર જેલ દરોગાને રજુ કરૂં છું.

મેજીસ્ટ્રેટ—(દરોગા પ્રતિ) બસ્ટિલ સરખી જેલને કોરે મૂકે એવી માધ્યમિક કારાગ્રહ મોહપુરી જેલના તમે દરોગા છો. તમને સરકાર તરફથી ખાન સાહેબનો ખિતાબ મળ્યો છે તો હું આશા રાખું છું કે તમારા સરખા નામદાર ગૃહસ્થ જે સાચેસાચુ હશે તે કહી દેશો.

દરોગો—હા જી, જે ખરૂં હશે તે કહેવાને મારે કશો વાંધો નથી પણ વિના કારણે, મારા જેવા આબરૂદાર જનટલમનની આબરૂ પાડવાને આ તુત ઉભુ કરવામાં આવ્યું છે. મારી વિરૂદ્ધમાં તમારી સમક્ષ શો પૂરાવો રજુ થયો કે તે ઉપરથી તમે મને અહિં ગસડી મંગાવી મારી આબરૂ ઉપર હુમલો કરવાનું કારણ ઉભું કિધું છે.

મેજીસ્ટ્રેટ—જરા ધીરા પડો, આ જુબાનિયો તમે વાંચી જાઓ ત્યાર પછી જે કહેશો તે લક્ષ પૂર્વક સાંભળવાની મારી ફરજ હું અદા કરીશ. તે અગાઉ તમારે ધાંધલ મચાવાની કશી જરૂર નથી.

ફરેગો—મારે કહેવાની મતલબ એવી છે કે, આખી જેલ બદમાશોથી ભરેલી છે તેમની સામને મારે મારો કબજો જાળવવો અને તેમના ભેગો નીભાવ કરવો કેવો મુશ્કેલ છે તેનો ખ્યાલ તમારે કરવાનો છે.

મધુર—ખરી વાત છે, એક બદમાશને વશમાં રાખવાને તેના કરતાં સાતઘણો કાબેલ શખ્શ હોય તેજ તેને પ્હોંચી વળે. તમારે તો એવા હજારો બદમાસો સાથે માથાફોડ કરવાની રહી. એટલે, હજારો પ્રકારની કારીગરીનું મગજ ધરાવતાં હો તોજ તમારા સરખા તેમના ઉપર ફાવી શકે, એ વાત હું સારી પેઠે સમજું છું માટે જરા શાન્ત મગજ રાખી ધીરા પડી, બધું વાંચી જાઓ, તેમાં, રસોડાના ભાણા પીરસતાં પોલિસ ચાર (ડિટેકટિવ) જુબાની ખાસ ધ્યાનમાં આવી વાંચજો.

રેલ્વે ઘંટ વાગે છે. ટ્રેન આવે છે, ઉતારૂઓ ઉતરી પડે છે. મધુરને ધાલમેલ કરતો જોઇ એક યુરોપિયન ડ્રેસમાં સજ્જ થયેલો ગૃહસ્થ એક લેડી સાથે પ્હેલા વર્ગના ડબામાંથી ઉતરે છે, આસપાસ ધારીને જુવે છે. વેગળે પોપટલાલ પાનાચંદ ઉભો હતો, તેને ઓળખીને તેની પાસે જાય છે, તેને હકીકત પૂછવાથી પોતાનો હીરાનો હાર ગુમાવ્યાનો કિસ્સો કહી સંભળાવે છે. તે વાત સાંભળીને તે જેન્ટલમેન અને લેડીને આશ્ચર્ય લાગે છે એટલે બંન્ને જણા તમાશો જોવાને ગુપચુપ બેસી જાય છે.

ફરેગો—ન્યાયાધિશ સાહેબ તકરારી હીરાનો હાર મને બતાવો.

મધુર—હાર તેના હાથમાં આપે છે. જુવો આ હાર તમારો છે?

દરોગો—હાજી, એ હાર મારો છે. પેલી પણે ખુણામાં બેઠી છે એ ચંડાળ, બદમાશ રંગીલી રંડી મારા ઘરમાંથી ચોરી લઈને નાશી ગઇ હતી.

રંગીલી રંડી—(દોડતી આવીને તેને પીટતાં) (રડયાં! તેં મારી કોટમાં એ હાર પ્હેરાવીને મને વ્હાઇને મારો અવતાર બગાડયો ને બીજી લટકાળી તારી માત ને તાજી મળી ગઇ એટલે તેની શીખવણીથી મારી પાસેથી હાર લઇ લેવાનો ઝઘડો ઉઠાવ્યો. મુવા ! તારૂં સત્યાનાશ જાય (તેને ફરી પીટે છે.) કોર્ટમાં હસાહસ થાય છે. મધુર તેને સમજાવીને તેની જગ્યાએ લઇ જઇ બેસારે છે.)

મેજીસ્ટ્રેટ—(પોપટ પ્રતિ) આ હાર તમારો છે?

દરોગો—(વચમાં બોલી ઉઠે છે) હા જી, એ હાર મારા બાપ દાદાના વખતથી અમે પ્હેરતા આવ્યા છિયે, કાંઇ આજ કાલનો ખરીદેલો નથી. મારા બાપ કહેતા કે એ હાર તો મારા દાદાએ કલકત્તાના એક નામીચા ઝવેરી પાસેથી ખરીદી લીધો હતો.

(માધવી પંડિતા અને તેનો સાથ પ્રવેશ કરી તમાશગીરોમાં બેસે છે.)

અંગરેજી ડ્રેસવાળો ગ્રહસ્થ પોતાની લેડીને લઇને મેજીસ્ટ્રેટ પાસે આવેછે પોતે તે હાર જોઇ તપાસીને લેડીને આપે છે અને બંને હાર ઓળખે છે.

(ઓળખાય નહિ એવા સ્વરે.)

અંગરેજી ડ્રેસવાળો—મહેરબાન ન્યાયાધિશ સાહેબ આ હાર મેં ભાણુજી દલાલની તીજોરીમાં દીઠો હતો, અને પેલા પણે બેઠા છે તે પોપટ પાનાચંદ ઝવેરિયે ભાણુજી દલાલને વેચવા આપ્યો હતો; તેજ એ હાર પોપટ પારેખનો છે. ભાણુજી દલાલ; નફટલાલ અને રણુમલ વગેરેએ એક હીરક મંડળ

સ્થાપ્યું હતું અને એ બધા બદમાશો વિરહા નામના એક નાટકીના ચેલા હતા. એ વિરહાને આપેજ દેશનિકાલની શિક્ષા કરી હતી અને તેને નિકોબાર આગબોટમાં ચડાવી દીધો હતો. મિસ બેલી તેની સાથે ભળી હતી. મિસ આડમના વેશમાં વિરહાએ ઘણાં કૂડાં કૃત્ય કરચાં હતાં તે મિસ બેલીને બીજી આગબોટમાં આણ્ડામાન મોકલી દીધી છે. વિરહાએ નિકોબાર આગબોટના માલિક ધર્મપાળના કિલિદાર રણુમલને ફોડયો એજ આગબોટમાં ત્રીજો બદમાશ સોમલો ખારવો હતો તેની મદદ લીધી. ધર્મપાળની પાસે સોનૈયા ભરેલા ડબા હતા તે એક 'સ્ટીમલાંચમાં ભરી તેમાં નાસતા પ્હેલાં નિકોબાર આગબોટ બાળી નાંખી તેમાં કેરોસીન તેલ બારૂતનાં પીપ હતાં તેથી તુરત બળી જવાને વાર લાગી નહિ માર્ગમાં ભરૂચના વેપારીનું સફરી વ્હાણુ જોવામાં આવ્યું તેને ભોળવીને વિરહાએ અને રણુમલે તેને મારી નાખી દરિયામાં ફેંકી દીધો અને આખું વ્હાણુ પોતાના કબજામાં કરી લઇ ભરૂચ માર્ગે નર્મદા તટે જાબાલી મુનિનો આશ્રમ જમાવી ધાર્મિક ઉપદેશક બન્યો, તે સાથે નાના પ્રકારનાં કૂડાં કૃત્ય આચરવા લાગ્યો. તેમાં મ્હોટું કૂડું કૃત્ય તો એ કરયું કે ગુલાબ શેઠાણીને રણુમલની મારફત ક્લોરો ફાર્મ સુંઘાડી મોટર સાઇકલમાં ઘાલી જાબાલી આશ્રમના ભોંયરામાં પૂરી રાખી. વચ્ચે એક વાત કહેવી રહી જાય છે, તે એકે, ગુલાબના ઘરના ભોંયતળિયામાં નાણું અને સોના રૂપાના પાસલા હતા તે કહાડી લઇને ભાણુજીના ઘરમાં દાણાના, ત્રણુ પીપ હતાં તેમાં અને ભીતના આડા સંચમાં સર્વે નાણું સંતાડી દીધું.

ગુલાબને ભોળવવાને વિરહા જાબાલિયે નાના પ્રકારની યુક્તિયો કરી પણુ તે વશમાં આવી નહિ ત્યારે વેર લેવાને તેણે નર્મદાના પ્રવાહનો ધોધ એક મ્હોટી ટાંકીમાં વાળી લીધો હતો તેમાં નાંખી! અને તેમાંથી ધોધનું પાણી નર્મદામાં વહી જતું હતું તે ભેગી તણાઇને તે નર્મદામાં પડી

બનવા કાળ છે ગુલાબને ખોળવા મધુરી લાંચમાં જતી હતી તેણે તરત માણસ જોઇ લાંચ પાસે લાવી ઉપાડી લીધી અને બંને જણ જાબાલી આશ્રમમાં ગયાં એટલે વિરહો ત્યાંથી એજ સ્ટીમ લાંચમાં નાશી ગયો ગુલાબે અને મધુરિયે આખા જાબાલી આશ્રમનો અને ભંડારનો કબજો કરી લીધો. આટલી સાક્ષી પૂરવાનો મને પ્રસંગ મળ્યો તેથી સંતોષ વળ્યો. હવે મારાં પાળક અને વ્હાલાં માતાજી માધવીપંડિતા અને આ મધુરને મળવાને આ ગુલાબ તેમની સેવામાં આવી હાજર થાય છે. (એમ કહી ગુલાબને ભગવતી પ્રત્યેક પોતાના ઉપરનો ઝબ્બો ક્હાડી નાંખીને અસલ પોશાક અંદર હતો તેવાં રૂપમાં માધવી પંડિતાને પગે પડે છે. આખી કચેરી આશ્ચર્ય પામે છે. પોલિસ કમિ-શનર ખૂબ રાજી થતો ગુલાબને સલામ કરે છે.

મજીસ્ટ્રેટ—વિરહાની અને રણમલની બધી વાત જાહેરમાં આવી અને ગુલાબ શેઠાણી અને ભગવતી હેમખેમ પાછાં આવ્યાં તેથી મને ઘણો આનંદ થાય છે. દરોગા ખાન સાહેબ! આ હાર તમારો નથી પણ પોપટ પાનાચંદ પારે-ખનો છે. એમ પૂર્ણ રીતે સાબિત થાય છે માટે તે તેને સોંપવામાં આવે છે. (તેને આપે છે.) તમને આ ચોરી બદલ ૧ વર્ષ સખત મજુરી સાથે કેદની શિક્ષા કરવામાં આવે છે.

(કોર્ટ બરખાસ્ત થાય છે.)

———

દૃશ્ય ૬.

## સ્થલ. મધ્ય સ્થાનનું કેદખાનું.

મધુર, માધવીપંડિતા, ભગવતી, રૂડો, પોલીસ ચાર.

મધુર—રણમલે દરોગાને હીરાના હારની લાલચ આપીને પોતાના વશમાં કરી લીધો, પછી ભાણજી અને નફ્ટલાલને તેની મારફત મળ્યો ત્રણે કારસ્તાની ભેગા થયા અને કેદખાનું બાળી નાખવાની ગોઠવણ કરી. પેલો આપણા સામો આવે છે એ છુપી પોલીસનો બાતમીદાર છે, એને અમે પોલીસ ચાર એવું નામ પણ આપ્યું છે. બદમાશ અપરાધીઓની કોટડીમાં ભાણા પીરશી લઇ જવા લાવવાનું એને સોંપ્યું છે તેથી એવા કૂડાં કૃત્ય કરનારાની હીલચાલની અમને બાતમી મળે છે. રણમલને માટે ખાવાનું ભાણું એ લઇ જતો હતો એણે દરોગા સાથે મસલહત કરતાં રણમલજી અને ભાણજી તેમજ નફ્ટલાલને જોયા છે. અને જે સરિયા ભરેલી કોટડીમાં એમને ભેગા રાખ્યા હતા તે કોટડી આગળ સુરંગ ફૂટવાથી આગ લાગી હતી. તે જગ્યામાં પૂરણી થયેલી તે ચોખી કરાવી છે ત્યાં એ આપણને લઇ જશે.

રૂડો—બે હાથે નમન કરીને) મધુરભાઇ, આપની સૂચના પ્રમાણે રણમલવાળી કોટડીની જગ્યા ઉઘાડી કરાવી છે ચાલો મારી પછવાડે હું આપને ત્યાં લઇ જાઉં.

મધુર—સર્વને ત્યાં લઇ જાય છે અને ભયંકર દેખાવ જોઇ ચમકે છે ભગવતિબાઈ તમે આ દેખાવ જોઇને ગભરાશો નહિ પ્રભુની ઇચ્છા અને મનુષ્યોના કૃત્ય પ્રમાણે તેમની દશા થાય છે. બળીને કાળાં મેશ થયેલાં ત્રણ મુડદાં ઉપરાઉપરી પડેલાં દેખાઈ આવે છે. રૂડા, આ ત્રણે મડદાંને છુટા કર.

[ સર્વથી ઉપર રણમલ હતો તે ઓળખાઈ આવે છે, તેની નીચે નફ્ટલાલ જણાઇ આવે છે, તેના પડખામાં ભાણજી બે કરતાં ઓછા કાળા મ્હોંવાળો જણાઈ આવે છે.

ભગવતી—હાયરે મારા કંથ. (મૂર્છા ખાઇ પડે છે. માધવી પંડિતા તેના મોં ઉપર પોતાના પાલવથી વાયરો નાંખી કેટલીક વારે તેને શુદ્ધિમાં લાવે છે. મૂર્છાકિંત સ્થિતિમાં તેને ઉપાડીને બ્હાર લઈ આવે છે. પાસેની બીજી ઈમારતમાં ડાકટર હતો તે ઐાષધોપચાર કરીને શુદ્ધિમાં લાવે છે તેને બહુ પ્રકારે આશ્વાસન આપતાં માધવી પંડીતા પોતાની મોટરમાં બેસાડી નારી નિવાસમાં લઇ જાય છે.

મધુર—હું યોગ્ય વ્યવસ્થા કરવા રોકાઉં છું.

[પાંચ માણુસો ભેગા કરી પંચનામું તૈયાર કરી ત્રણે મડદાંને સ્મશાનમાં અગ્નિ દાહ દેવરાવવાની વ્યવસ્થા કરતાં પ્હેલાં દરોગાને લઇ આવવાનો પોલિસ કમિશનર સાહેબને ટેલીફોન કર્યો, તે પ્રમાણે તેઓ આવી પ્હોંચે છે.

પો. કમિશનર—મધુંર, મેને તિનુકા શબ પિછાના. યે બદમાશ રણમલ હૈ. યે નફ્ટ. ઓરયે ભાણુજી હૈ.

મધુર—હું માધવી પંડિતા અને ભગવતીની ખાતરી કરવા તેમને તેડી લાવ્યો હતો. લાચાર ભગવતી મૂર્છા ખાઇને પડી તેને ડાકટરની મદદથી શુદ્ધિમાં આણી, નારિ નિવાસમાં મોકલી દીધી. આ પંચનામું આ ગૃહસ્થોની પાસે કરાવ્યું છે, શબને અગ્નિ સંસ્કાર કરવા સ્મશાનમાં લઇ જવાને આ માણુસો તૈયાર રાખ્યા છે.

પો. કમિશનર—ભોલી ભગવતીકા પ્યાર ભાણુજી પર જૈસા કા તૈસા હૈ. એ દેખાવસે મુઝે કમકમી આતી હે. મૈ. દરોગા કો લે આયા હું. દરોગા દેખીયે તુમને યે ક્યા કિયા!

દરોગો—મેં શું કરયું છે. હુંજ આગમાં બળી જતો બચ્યો છું.

મધુર—તમે હાથે કરીને કૃત્ય કરયું છે. હીરાનો હાર તમને મળ્યો તેની લાલચમાં તમે મહા કુડું કૃત્ય કરીને ત્રાસ વર્તાવી દીધો છે. આ પંચોની સમક્ષ હું તમારી જુબાની

લખી લઉં છું. હીરાનો હાર ચોરવાના અપરાધ બદલ ફોજદારી ન્યાયાધીશે તમને શી શિક્ષા કરી છે.

દરોગો—મ્હને ના હક ૯ વર્ષની સખ્ત મજુરી સાથની શિક્ષા કરી છે.

મધુર—આ ત્રણ મડદાં કોનાં કોનાં છે.? જોઇ તપાસીને નામ લખાવો.

દરોગો—આ રણમલ છે, પેલો નફટલાલ છે અને તેની પડખે પડયો છે તે ભાણજી છે.

મધુર–કોટડીની આ જાળી વાંકી પડી છે ને તેને તાળું દીધેલું એમને એમ છે. એ તાળું તમે દીધું છે. ખરૂં કની?

દરોગો—કેદિયો નાશી જઇ શકે નહિ માટે દસ્તુર પ્રમાણે મેં તાળું દીધું છે.

મધુર—આ લોખંડનું પીપ છે એમાં શું ભરેલું હતું?

દરોગો—એમાં ફોડવાનો દારૂ ભર્યો હતો.

મધુર—એ નાશકારક પીપ તમે આ ઠેકાણે શા માટે મૂકાવ્યું હતું?

દરોગો—(ગભરાટમાં) એ તો ચારણ કેદીની ચતુરાઇ છે.

મધુર—(સીપાઇને) ચારણ કેદીને પણ હાજર રખાવ્યો છે, તેને અહિ બોલાવી લાવો.

ચારણ કેદી હાજર થાય છે.

આ પીપમાં શું ભર્યું હતું? અને તેને અહિ કોના હુકમથી મૂક્યું.

ચારણ કેદી—આ દરોગા સ્હાબના કહેવાથી મેં અહિં લાવી મકેલું હતું. બીજાં પીપ જ્યાં જ્યાં મકવાનું ફરમાવ્યું ત્યાં ત્યાં તે ગોઠવાવી દીધાં છે. ઘી, તેલના કુલ્લાં પણ પણ એવીજ રીતે જ્યાં મૂકવાનો હુકમ ફરમાવ્યો ત્યાં

ગોઠવાવી દીધા છે.

મધુર—દરોગાજી આ ચારણ કેદી ખરૂં કહે છે?

દરોગો—હાજી ખરૂં કહે છે. જે જ્યાં ઉપયોગનું તે ત્યાં ગોઠવાયું છે. રસોડામાં સામટા ઘી તેલની અગત્ય હતી તેવી ચીજ સામટી પુરી પાડી છે.

મધુર—કંટ્રાકટરની વખાર તો પાસે પડખામાં હતી. એમાંથી જોઇતી ચીજ નિત્ય નિત્ય મોકલાવી દેવાને બની આવે એમ હતું. તેમ છતાં રસોડામાં ઘી તેલના કુલાં હડશેલી લાગ્યાં અને કોલસો પણ થોડા જથ્થામાં ભરાવી રખાવીને ઉલટી જગ્યા રોકાવી દેવાની શી જરૂર હતી? વળી કોલસા ભેગી બાવળની ચીરોની ચાકી કરાવી રાખવાનીશી અગત્ય હતી?

દરોગો—નિત્ય નિત્યની માગણી બંધ કરવાને અગમચેતી વાપરી. હતી.

મધુર—(રસોડાના ઉપરીને હાક મારી બોલાવતાં તે હાજર થાય છે.) તારી માગણીથી જથાબંધ માલ રસોડામાં ભરી રાખ્યો છે કે?

રસોડાનો ઉપરી—નારે શાબ મેં તો ઉલટી ના કીધી'તી, ને કીધું, તું કે આમ માલ ગોઠવાવી રખાવાથી જગ્યાનું રોકાણ થઈ જાય છે અને કેદીયોને જમવા બેસવામાં ખીચોખીચ થાય છે માટે હમેશાં હું મારે જોઇયે તેમ વખારમાંથી વસ્તુઓ મંગાવી લેઉ છું તેમજ થવા દો ત્યારે દરોગા સાહેબ કહે કે સસ્તો માલ હવણાં ખરીદ્યો છે તે આહંયાં ભરી રાખો હાકમ આગળ હુજ્જત કરવાની હિંમત કરિયે તો ગોદા ખાઇયે એટલે તેરી બી ચૂપને મેરી બી ચૂપ કરવી પડે. મેં માલ ખડકવા દીધો.

દરોગો—લાંબા ભાષણની તારી ચતુરાઈ ચલાવાની જરૂર નથી. પૂછે તેનો જવાબ આપવાનો છે છતાં ચાંપી ચાંપીને પીજણાં કાં કરે છે?

રસોડાનો ઉપરી—આખી જેલ એજ મોકાણથી જલી ગઇ ને જુવો મારો હાથ ફોલ્લા ઉઠયા હતા તે ડાક્ટર સાહેબ પાસે મલમ પટા કરાવવા પડે છે. અને હજી બળેલા ૬૦ કેદિયો કોટડીમાં શડે છે, તેમને મલમ પટા કરતાં ડાકટરનો આખો દા'ડો વીતી જાય છે.

દરોગો—પૂછે તેટલાનો તારે જવાબ દેવાનો છતાં ડહાપણ ડોળ વાની જરૂર નથી ચૂપ રહે ચોટ્ટા ઘીનાં કુલ્લાંમાંથી મન-માન્યું ઘી તારે ખાવું હતું તેથી તેંજ કહ્યું કે ભલે ઘી તેલનાં પીપ અહિં ગોઠવાવો ને હવે વાંકી વાતો કરે છે.

મધુર—એક સાક્ષીને આમ ધમકાવવાની તમને સત્તા નથી. એના કહેવાથી ખુલ્લું જણાય છે કે તમે તમારા ઇરાદાને અનુસરતી ગોઠવણ કરાવી છે એમાં બીજાનો દોષ નથી, ભાઇ તમે રસો-ડાના ઉપરી છો, આગ લાગવા સંબંધમાં જે જાણતો હો તે છુપાવ્યા વિના સાચે સાચું કહી દો.

રસોડાના ઉપરી—દરોગાના સાહેબ તમે મારી પાસે પાપનું કામ કરાવ્યું છે તે હવે હું કહી દઉં છું

દરોગો—મારા ઉપર તને ખોટું લાગ્યું એટલે હવે ખોટી વાતો કરવાની હિંમત કરે છે કાં?

રસોડાનો ઉપરી—તારે તમે મને શીખવ્યું ને મેં કહ્યું તે કહી દઉં છું.

મધુર—અપરાધની વાત સંતાડી રાખવામાં પ્રભુનો કોપ થાય છે માટે જે ખરૂં હોય તે કહી દો.

રસોડાનો ઉપરી—લ્યોને ત્યારે ખરૂં કહું છું કે ઘી તેલને કોલસા લાકડાં સળગાવી દેવાનું એમણે મને કહ્યું પણ હું તો એકનો બે નાં થયો મારે પરમેશરના ચોર શું કરવાને થવું મેં તો સળગાવી દેવાની ના પાડી ત્યારે કેરોસીન તેલનો એક ડબો કોલસા ઉપર ઢાળીને તેમાં એ સાહેબે પોતે

પોતાને હાથે દીવાસળીની ચાર પાંચ આખી પેટીયો સળગાવીને માંહય નાંખી દીધી. મ્હોટો ભડકો થયો ત્યારે દોડી જતાં હું ઝલાયોને મારો હાથ દાઝયો. ભડકા જોઇને અજવાળું થયું એટલે બધા કેદિયો નાશી ગયા. ખરી વાત તો સાહેબ આ છે.

મધુર—દરોગા સાહેબ તમારા ઇરાદા પ્રમાણે આ કૃત્ય તમે કર્યું અને રણમલની કોટડી આગળ ચારણના કહેવા પ્રમાણે જણાય છે કે ત્રણે બળી મરે એવા ઇરાદાથી તમે પોતેજ આગ લગાડી. પંચના માણસો તમે તમારો એકંદર અભિપ્રાય જણાવો.

(એક બીજાની સાથે સંમત થયા પછી)

પંચનો અગ્રણી—શાક્ષી પૂરાવાથી અમારો અભિપ્રાય એમ થાય છે. કે આ ખાન સાહેબ દરોગાએ હીરાનો હાર બથાવી પડવાના ઇરાદાથી આખું કેદખાનું સળગાવી દીધું છે.

મધુર—જો સર્વનો એવો અભિપ્રાય મારા મત સાથે મળતો આવે છે તો ખાન સાહેબ દરોગાજીને જેલ જલાવી નાંખવાના અપરાધ માટે અપરાધી ગણીને મુખ્ય ન્યાયાધિશના કોર્ટમાં કમિટ કરૂં છું.

પો. કમિશનર—એક ઓનરરી માજીસ્ટ્રેટ તરીકે મધુરકા ઇન્સાફ અચ્છા હુવા ચલો દરોગા સાહેબ (તે જ્યાં કેદમાં હતો ત્યા પોલીસની હવાલતમાં રવાને કરી દેવામાં આવે છે.)

(મુખ્ય નાયાધીશ પાસે કાયદાસર કામ ચાલે છે. અને દેશનિકાલની શિક્ષા કરવામાં આવે છે. નિકોબાર જતી આગબોટમાં બીજા તેવાજ કેદિયો સહિત રવાના કરવામાં આવે છે.)

આ પ્રમાણે રણમલના રમખાણનો અન્ત આવે છે.

સમાપ્ત.

# દિવાન બહાદુર.

## રણછોડભાઇ ઉદયરામની ગ્રંથમાળાના પુસ્તકો.

**હવણાં મળી શકે છે તે.**

| | રૂ. આ. પા. |
|---|---|
| ૧ જય કુમારી વિજય નાટક (ત્રીજી આવૃત્તિ) | ૦-૧૨—૦ |
| ૨ લલિતા દુઃખદર્શક નાટક (છઠ્ઠી આવૃત્તિ) | ૦-૧૨—૦ |
| ૩ નળ દમયંતી નાટક (ચોથી આવૃત્તિ) | ૦-૧૨—૦ |
| ૪ માલવિકાગ્નિ મિત્ર (કાળીદાસ કવિના નાટકનું ભાષાન્તર) | ૦-૧૨—૦ |
| ૫ રત્નાવલી નાટિકા (શ્રી હર્ષ કવિના સંસ્કૃત પરથી ભાષાન્તર) | ૦-૧૨—૦ |
| ૬ બાણાસુર મદમર્દન (ઓખા હરણ) નાટક બીજી અવૃત્તિ | ૦-૧૨—૦ |
| ૭ હરિશ્ચંદ્ર નાટકનો ટુંક સાર | ૦—૧—૦ |
| ૮ રાસ માળા ફાર્બસ કૃત (અંગ્રેજી પુસ્તકનું ભાષાન્તર) ભાગ ૧ લો ત્રીજી આવૃત્તિ સચિત્ર (ફાર્બસ સભાના મંત્રી પાસેથી) | ૫—૦—૦ |
| ૯ કુલ વિષે નિબંધ બીજી આવૃત્તિ | ૦—૨—૦ |
| ૧૦ સંતોષ સુરતરૂ બીજી આવૃત્તિ | ૦—૨—૦ |
| ૧૧ લઘુ સિધાન્ત કૌમુદી સંસ્કૃત તથા તેનું વિસ્તાર પૂર્વક ગુજરાતી ભાષામાં વિવેચન | —૦—૦ |
| ૧૨ વૈરનો વાંસે વરચો વારસો | ૧—૮—૦ |
| ૧૩ રણ પિંગળ ભાગ ૧ લો—પૃષ્ઠ ૭૧૨ | ૨—૮—૦ |
| ૧૪ રણપિંગળ ભાગ ૧ લાની પૂરવણી પૃષ્ઠ ૯૪ | ૦-૧૨—૦ |
| ૧૫ રણપિંગળ ભા. ૨ જો | ૨—૦—૦ |
| ૧૬ રણપિંગળ ભા. ૩ જો. | ૦-૧૨—૦ |

ઉપરના પુસ્તકો મળવાનાં ઠેકાણા

મુંબાઇ—એન. એમ. ત્રિપાઠીની કું. પ્રીન્સેસ સ્ટ્રીટ,

મુંબાઇ—પંડિત જેષ્ઠારામ મુકુંદજી કાલબાદેવી રોડ,

———